# કવિતાપ્રવેશ

પ્રાચીન અને અર્વાચીન કવિઓમાંથી હાઇસ્કૂલો
માટે ચુંટી કઢાયેલો સંગ્રહ

સંગ્રહ કરી પ્રકટ કરનાર

હિમ્મતલાલ ગણેશજી અંજારિયા, એમ. એ.
અને
કરીમ મહમદ માસ્તર એમ. એ. એલ્એલ્. બી.



Deeper, deeder let us toil,
In the mines of Knowledge;
Nature's wealth and Learning's spoil,
Win from school and college.

James Montgomery.

આવૃત્તિ ૪ થી સને ૧૯૩૧ પ્રત ૧૫૦૦

કિમ્મત રૂ. ૧-૦-૦

કવિતાપ્રવેશ નીચે જણાવેલે ઠેકાણેથી મળશે

મુંબઈ: એન. એમ. ત્રિપાઠીની કંપની, કાલબાદેવી

સુરત : મંગળદાસ હરકિસનદાસ, ભાગાતળાવરોડ

રાજકોટ: ચેચર મેઘજીની કંપની, પરાબજાર

અમદાવાદ: જીવણલાલ અમરશી મ્હેતાની કંપની



મુદ્રક : મુદ્રણસ્થાન
કેશવ હ૦ શેઠ
ખડાયતા મુદ્રણકલા મન્દિર
ચારરસ્તા, અમદાવાદ

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવનામાંથી

સ્વભાષા માટે પ્રેમ ઉત્પન્ન કરાવવો એ સર્વ ગુજરાતીનો ધર્મ છે અને વિદ્યાર્થીવર્ગમાં તેનાં બી રોપવાં એ શિક્ષકોનો ખાસ ધર્મ છે. હવે તો મેટ્રિકમાં પણ સ્વભાષા ફરજીયાત થઇ છે તેથી શિક્ષકોને સરળતા વધી છે. તે ધર્મની બજાવણી માટે યોગ્ય સાધનો તૈયાર કરી આપવાં એ શિક્ષકોની તેમ અન્ય વાચકોની ફરજ છે. આવી ફરજ અદા કરવા એક શિક્ષક અને એક વાચક કર્તવ્યભાનથી તત્પર થાય એ સ્વાભાવિક છે.

દરેક ભાષામાં ગદ્યના કરતાં કવિતાની અસર વધારે થાય છે. ગુજરાતીમાં તો ગદ્યનું લખાણ ઘણા કાળ સુધી શિષ્ટત્વને પામ્યું જ નથી. તેથી ગદ્યના કરતાં પદ્યને પહેલું લીધું છે.

આ લઘુ સંગ્રહ વિદ્યાર્થીઓને કવિતામાં પ્રવેશ કરાવવા માટે છે અને તે હેતુની સિદ્ધિને માટે શિક્ષણક્રમ કેવો હોવો જોઇએ એ પણ સ્વમતિઅનુસાર સૂચવાયું છે. થોડી મુદત પહેલાં 'ગુજરાતી' સાપ્તાહિકમાં અને Indian Education માસિકમાં હાઇસ્કૂલો માટે ગુજરાતી ક્રમ બતાવવામાં આવ્યો હતો. ઘણે અંશે તે સૂચનાને અનુસરીને જ આ સંગ્રહ તૈયાર થયો છે.

ત્રણ લક્ષ્ય ખાસ ધ્યાનમાં રાખ્યાં છે: ૧. પદ્યસાહિત્યના માન્ય લેખકોની પિછાન આપવી. ૨. તે દ્વારા ગુજરાતી કવિતાના વિકાસ પર બને તેટલું અજવાળું પાડવું. ૩. વિદ્યાર્થીઓની તુલનાશક્તિ સતેજ થાય, અને કદર કરવાની શક્તિ કેળવાય તેવો યોગ્ય ખોરાક રજુ કરવો.

આ ઉપરાંત આપણી ધાર્મિક કથાઓ અને પૌરાણિક માન્યતાઓમાં પ્રવેશ થાય, જૂનાં અને નવાં લખાણની વર્ણનશૈલી, અને વિચારધાટી વિવેકપૂર્વક સમજાય, અને શિક્ષકોને દરેક કાવ્યમાંથી કાંઇ કાંઇ વિશેષ જ્ઞાન આપવાનું બની શકે એ પણ ધ્યાનમાં રાખ્યું છે.

આ લક્ષ્યની સિદ્ધિમાં વિજય કેટલો મળ્યો છે તે તો શિક્ષકો અને સાક્ષરો વિચારશે. સૌને એકસરખો સંતોષ આપે તેવી કૃતિ તો અશક્ય જ છે, દોષમુક્ત તો કાંઇ હોતું નથી. પણ આ પુસ્તક જો તેની રચના, ચુંટણી, વગેરેથી નિશાળોને થોડુંઘણું ઉપયોગી થશે તો શ્રમ સફળ થયો ગણાશે.

સરળતા ખાતર પુસ્તક ચાર ભાગમાં તૈયાર કર્યું છે. દરેક ધોરણના ભાગમાં ઓછામાં ઓછાં બે વર્ષ ચાલે તેટલી લીટીઓ રાખ-

વામાં આવી છે. આથી શિક્ષકોને પસંદગીનું ક્ષેત્ર જરા મોટું મળશે અને વિદ્યાર્થીઓને ત્રણ ચાર વર્ષ સુધી એકની એક ચોપડી ચાલી શકશે. આટલી સગવડ હોવાથી તેની કિમ્મત વધારે પડતી ગણવામાં નહિ આવે એવી આશા છે.

ઑગસ્ટ, ૧૯૦૮ સંગ્રહકર્તાઓ



# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના

થોડાં વરસ થયાં મેટ્રિક્યુલેશનમાં ચોક્કસ પુસ્તકો ઠરાવવામાં આવે છે એટલે આ સંગ્રહના ચોથા ભાગની ઉપયોગિતા વિષે શંકા ઉપજે એ સ્વાભાવિક છે. હમણાં ચોથો ભાગ સાતમા ધોરણ માટે જરૂરનો નથી એ ખરૂં છે; તોપણ તેમાંનાં કેટલાંક કાવ્યો ઇતર વાંચન તરીકે તો ઉપયોગી થશે એમ આશા છે.

છેલ્લાં વીસ બાવીસ વર્ષ થયાં ગુજરાતીનો અભ્યાસ હાઇસ્કૂલોમાં શરૂ થયેલો હોઇ ભાષાજ્ઞાનના સંસ્કાર ઠીક ઠીક પ્રસર્યા છે. એટલે હવે આ સંગ્રહમાંના ૧ લા અને બીજા ભાગમાંનાં કાવ્યો ચોથા ધોરણમાં, બીજા અને ૩જા માંનાં પાંચમા ધોરણમાં અને ૩જા અને ચોથામાંનાં છઠ્ઠા ધોરણમાં ચલાવવા પસંદ કરી શકાશે. ચોથા ભાગમાંનાં કેટલાંક અઘરાં કાવ્યો સાતમા ધોરણમાં 'ઇતર' વાંચન તરીકે વાંચી, શીખી શકાશે.

આશા રહે છે કે આ સંગ્રહ જે કાંઇ થોડીઘણી સેવા કરી શકે છે તે ચાલુ રાખવાનું તેના ભાગ્યમાં હશે જ.

**સંગ્રહકર્તાઓ.**

# કવિતાપ્રવેશ

## અનુક્રમણિકા

### ભાગ ૧ લો, કાવ્યાંક-૧ થી ૨૫ઃ પાનાં ૧ થી ૩૨


| કાવ્યાંક | પાનું |
|---|---|
| ૧ પ્રભુમય જીવન ( રમણભાઇ ) | ૧ |
| ૨ જય જય ગરવી ગુજરાત ( નર્મદાશંકર ) | ૨ |
| ૩ માતૃભૂમિ ( ન્હાનાલાલ ) | ૩ |
| ૪ સહુ ચલો જીતવા જંગ ( નર્મદાશંકર ) | ૪ |
| ૫ વિહારસ્ફુરણા ( હરિલાલ ધ્રુવ ) | ૬ |
| ૬ તારામંડળ ( દલપતરામ ) | ૬ |
| ૭ તારા ( ગો. મા. ત્રિપાંઠી ) | ૮ |
| ૮ પ્રભાત ( નરસિંહરાવ ) | ૯ |
| ૯ પવન ( દોલતરામ ) | ૧૦ |
| ૧૦ એક આગીયાને ( કલાપી ) | ૧૧ |
| ૧૧ કોયલ ( નરસિંહરાવ ) | ૧૨ |
| ૧૨ પતંગ ( દા. ખુ. બોટાદકર ) | ૧૩ |
| ૧૩ દિવ્ય ટહુકો ( નરસિંહરાવ ) | ૧૪ |
| ૧૪ કવિની શક્તિ ( બુલાખીરામ ) | ૧૪ |
| ૧૫ કવિતાપ્રભાવ (મંજુવચરામ ) | ૧૬ |
| ૧૬ સૌનો ઇશ્વર એક છે ( દલપતરામ ) | ૧૭ |
| ૧૭ એક અન્યોક્તિ ( દલપતરામ ) | ૧૮ |
| ૧૮ નમેલી ડોશી ( દલપતરામ ) | ૧૯ |

૧૯ નમનતાઈ ( જ. ન. પીટીટ ) ૨૦
૨૦ ભલાઇ ભુંડાઇ વચ્ચે ભેદ ( મલબારી ) ૨૧
૨૧ શું આપણો ઉદય એમ કદાપિ થાય ? ( કેશવલાલ હરિરામ ) ૨૨
૨૨ યત્ન રત્ન ( મલબારી ) ૨૪
૨૩ ઇતિહાસની આરસી ( મલબારી ) ૨૫
૨૪ સુરત ( નર્મદાશંકર ) ૨૭
૨૫ જરથોસ્ત ( નર્મદાશંકર ) ૩૦

## ભાગ ૨ જો, કાવ્યાંક–૨૬ થી ૫૦ : પાનાં ૩૩ થી ૭૦

કાવ્યાંક પાનું

૨૬ ધ્યાન ધર હરિ તણું ( નરસિંહ મ્હેતો ) ૩૩
૨૭ જે ગમે જગતગુરૂ ( નરસિંહ મ્હેતો ) ૩૪
૨૮ વૈષ્ણવનાં લક્ષણ ( નરસિંહ મ્હેતો ) ૩૫
૨૯ ગોવાળીયાની વનલીલા ( નરસિંહ મ્હેતો ) ૩૬
૩૦ ઘેલાં અમે ભલે થયાં ( મીરાંબાઈ ) ૩૭
૩૧ મચ્છવેધ ( પ્રેમાનંદ ) ૩૮
૩૨ દમયંતી સ્વરૂપ વર્ણન ( પ્રેમાનંદ ) ૩૯
૩૩ વૈદરભી વનમાં વલવલે ( પ્રેમાનંદ ) ૪૦
૩૪ ચાર આશ્રમ ( પ્રેમાનંદ ) ૪૨
૩૫ રાવણનું સૈન્ય ( પ્રેમાનંદ ) ૪૪
૩૬ લંકલીલા ( શામળ ) ૪૬
૩૭ મોહના ( શામળ ) ૪૭
૩૮ ઉદ્યમવાદીનું સિદ્ધાંત ( શામળ ) ૪૯
૩૯ કર્મવાદીનો સિદ્ધાંત ( શામળ ) ૫૨
૪૦ ઉદ્યમ કર્મ નિર્ણય ( શામળ ) ૫૪
૪૧ અખાના છુટક છપ્પા ( અખો ) ૫૫

૪૨ ભેખ તો ભાવર થકી ભુંડા ( ભોજો ) ૫૭
૪૩ મુરખો માની રહ્યો મારૂં ( ભોજો ) ૫૮
૪૪ થાણુદાર થયા રે ( ધીરો ) ૫૮
૪૫ અકળ ગતિ તારી રે ( ધીરો ) ૫૯
૪૬ જેને રામ રાખે રે ( ધીરો ) ૬૦
૪૭ પ્રકટ મળે સુખ થાય ( દયારામ ) ૬૧
૪૮ મહાકષ્ટ પામ્યા વિના ( દયારામ ) ૬૨
૪૯ લોચન મનનો ઝઘડો ( દયારામ ) ૬૩
૫૦ મીરાંચરિત્ર ( દયારામ ) ૬૪

**ભાગ ૩ જો, કાવ્યાંક ૫૧ થી ૭૯: પાનાં ૭૧ થી ૧૧૬**

કાવ્યાંક

૫૧ મારી ભરતભૂમિ ( નવલરામ ) ૭૧
૫૨ એ ભૂમિ અમારી ( હરિલાલ હ. ધ્રુવ ) ૭૨
૫૩ ગુણવંતી ગુજરાત ( અ. ફ. ખબરદાર ) ૭૩
૫૪ ઇરાન ( જ. ન. પીટીટ ) ૭૪
૫૫ કાવ્યદેવીને ( અ. ફ. ખબરદાર ) ૭૫
૫૬ તરંગ ( જયવિજયજી ) ૭૮
૫૭ રાત્રિવર્ણન અને મધુરાકાશ દર્શન ( હ. હ. ધ્રુવ ) ૭૯
૫૮ સાગરની યાચના ( ન્હાનાલાલ ) ૮૦
૫૯ તુંગભદ્રા ( રમણભાઇ ) ૮૧
૬૦ ભોરઘાટ ( નરસિંહરાવ ) ૮૨
૬૧ ગિરનારને ચરણે ( ન્હાનાલાલ ) ૮૫
૬૨ દિવ્યમંદિર તથા લેખ ( નરસિંહરાવ ) ૮૭
૬૩ તાપી નદીના પૂલ પર ( અ. ફ. ખબરદાર ) ૮૯
૬૪ કબુતર ( કલાપી ) ૯૦
૬૫ એક વેલીને ( કલાપી ) ૯૧

૬૬ કલાપીને સંબોધન ( મણિશંકર ) ૯૩
૬૭ રાજર્ષિ ( દોલતરામ ) ૯૪
૬૮ આશા ( રમણભાઇ ) ૯૫
૬૯ ફુલ વીણ્યુ, સખે ! ( કલાપી ) ૯૭
૭૦ બોધ (બાલાશંકર) ૯૮
૭૧ સ્મૃતિ ( કલાપી ) ૯૯
૭૨ એક બાલિકાના મરણ વિષે ( નરસિંહરાવ ) ૧૦૦
૭૩ ઘા સુણીએ ( લલિત ) ૧૦૧
૭૪ કયાં છે મજા ? ( લલિત ) ૧૦૨
૭૫ કુર્માવતાર અથવા સમુદ્રમંથન ( હ. હ. ધ્રુવ ) ૧૦૮
૭૬ ખેતી ( બ. ક. ઠાકોર ) ૧૦૬
૭૭ હલદીઘાટનું યુદ્ધ ( અ. ફ. ખબરદાર ) ૧૧૦
૭૮ યોગીરાજ ( ગો. મા. ત્રિપાઠી ) ૧૧૩
૭૯ કાળચક્ર ( નરસિંહરાવ ) ૧૧૬

## ભાગ ૪ થો કાવ્યાંક ૮૦ થી ૧૨૧: પાનાં ૧૧૭ થી ૧૬૫

કાવ્યાંક

૮૦ જન્માન્તરની વિરહિણીનું પીઉપ્રતિ આર્જવ ( પદ્મનાભ ) ૧૧૭
૮૧ કપિંજલનુ વિલાપ ( ભાલણ ) ૧૧૭
૮૨ રામની બાળલીલા ( ભાલણ ) ૧૧૯
૮૩ બંસીલીલા ( ભાલણ ) ૧૨૦
૮૪ એક તું શ્રી હરિ (નરસિંહ મ્હેતો) ૧૨૦
૮૫ જ્યાં લગી આત્મા તત્ત્વ ચિત્યો નહિ (નરસિંહ મ્હેતો) ૧૨૧
૮૬ દેવકીની કંસને વિનવણી (પ્રેમાનંદ) ૧૨૧
૮૭ યુદ્ધવર્ણન (પ્રેમાનંદ) ૧૨૩
૮૮ વાડ થઇને ચીભડાં ગળે (શામળ) ૧૨૭

| | |
|---|---|
| ૮૯ ખરી ભક્તિનાં લક્ષણ (અખો) | ૧૨૮ |
| ૯૦ સત્સંગ (અખો) | ૧૨૯ |
| ૯૧ ભાષાઅંગ (અખો) | ૧૨૯ |
| ૯૨ વૈરાગ્યઅંગ (અખો) | ૧૩૦ |
| ૯૩ તરણાઓથે ડુંગર રે (ધીરો) | ૧૩૧ |
| ૯૪ અટકબંધીને (ભોજો) | ૧૩૨ |
| ૯૫ નથી નિપજતો પ્રેમ (નરભેરામ) | ૧૩૩ |
| ૯૬ કરીને યજ્ઞ અનેક (નરભેરામ) | ૧૩૩ |
| ૯૭ નથી મૃત્તિકામાં પ્રભુ (નરભેરામ) | ૧૩૩ |
| ૯૮ નથી નિશ્ચે કોઇને (દયારામ) | ૧૩૪ |
| ૯૯ મનજી મુસાફર (દયારામ) | ૧૩૫ |
| ૧૦૦ જે કોઇ પ્રેમઅંશ અવતરે (દયારામ) | ૧૩૬ |
| ૧૦૧ સંતો આવો અમારા દેશમાં (મનોહર સ્વામી) | ૧૩૬ |
| ૧૦૨ મેહ જેઠવા અને ઉજળી (લૌકિક દુહા) | ૧૩૭ |
| ૧૦૩ રાણકદેવીનો વિલાપ (લૌકિક દુહા) | ૧૩૮ |
| ૧૦૪ નીતિ તુંબી (નર્મદાશંકર) | ૧૩૯ |
| ૧૦૫ ડગલું ભર્યું કે (નર્મદાશંકર) | ૧૪૦ |
| ૧૦૬ રણગીત (હ. હ. ધ્રુવ) | ૧૪૧ |
| ૧૦૭ સ્વિસ વનસ્પતિ દર્શન (હ. હ. ધ્રુવ) | ૧૪૨ |
| ૧૦૮ ત્રિદાયગીરી (મણિલાલ નભુભાઇ) | ૧૪૩ |
| ૧૦૯ અમર આશા (મણિલાલ નભુભાઇ) | ૧૪૫ |
| ૧૧૦ સિંહ (ગો. મા. ત્રિપાઠી) | ૧૪૬ |
| ૧૧૧ કુમુદનો પત્ર (ગો. મા. ત્રિપાઠી) | ૧૪૮ |
| ૧૧૨ સરસ્વતીચંદ્રના ઉદ્ગાર (ગો. મા. ત્રિપાઠી) | ૧૪૮ |
| ૧૧૩ જયની આશા (ગો. મા. ત્રિપાઠી) | ૧૫૦ |
| ૧૧૪ ચંદા (નરસિંહરાવ) | ૧૫૧ |

૧૧૫ પાન્થપંખીડું (કલાપી) ૧૫૬
૧૧૬ ભવસાગર (અ. ક. ઠાકોર) ૧૫૮
૧૧૭ કલમ કરનાર વનમાળીના ઉદ્ગાર (કે. હ. ધ્રુવ) ૧૫૯
૧૧૮ રાજરાજેન્દ્ર એડવર્ડને વિનંતિ (ન્હાનાલાલ) ૧૬૦
૧૧૯ મહેમાનોને (મણિશંકર) ૧૬૧
૧૨૦ જન્મભૂમિનું જયમંગળ (લલિત) ૧૬૪
૧૨૧ સાંગોપાંગ (રોષદર્શિકા આખ્યાન) ૧૬૫
**કવિઓની જીવનનોંધ** ૧૬૬



# કવિતાપ્રવેશ.

## ભાગ ૧

### ૧

### પ્રભુમય જીવન.

( તોટક. )

મુજ જીવન આ, પ્રભુ! તુંથી ભરૂં,
બલ દે, અભિલાષ હું એહ પુરૂં;
મુજ દેહ વિશે, વળી આત્મ વિશે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.

૫ મુજ રક્ત વિશે, મુજ નાડી વિશે,
મુજ દૃષ્ટિ વિશે, મુજ વાણી વિશે;
મુજ વર્ણ વિશે, મુજ કર્મ વિશે,
પ્રભુ! વાસ વસો મુજ મર્મ વિશે.

શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
૧૦ પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં!
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું
બન પ્રેરક ચાલક શાસક તું.

ધરીને ઉરમાં રસની પ્રતિમા—
જહિં ઉન્નતિનો સ્થિર છે મહિમા—
૧૫ સ્મરી આકૃતિ એ નિજ પીંછી ધરે,
અનુસારજ ચિત્ર પછી ચિતરે;

જ્યમ ચિત્રક એ મન-મૂર્તિ વડે
બહુ સુંદર ઉત્તમ સૃષ્ટિ રચે;
ત્યમ જીવનના પટની ઉપરે,
૨૦ મુજ લેખન તે તુજ સાક્ષી પુરે.

પ્રભુ! મુદ્રિત અંકિત તું હ્રદમાં,
કૃતિઓ બધી ત્વન્મય હો જગમાં;
મુજ વર્તનથી છબી જે બની રૂહે,
તુજ ઉજ્જવળ રૂપની ઝાંખી દિયે.

રમણભાઈ



૨

## जय जय गरवी गुजरात.

( લાવણી. )

જય જય ગરવી ગુજરાત!
જય જય ગરવી ગુજરાત,
દીપે અરુણું પરભાત; જય જય૦
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી પ્રેમશૌર્ય અંકિત,
૫ તું ભણુવ ભણુવ નિજ સંતતિ સઉને, પ્રેમભક્તિની રીત—
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.

ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
૧૦ છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા, કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારિકેશ એ, પશ્ચિમ કેરા દેવ—
છે સાહાય્યમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત.

નદી તાપી નર્મદા જોય,
૧૫ મહી ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશિષ જયકર—
સંપે સોંયે સઉ જાત,
જય જય ગરવી ગુજરાત.

૨૦ તે અણહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાહ્ન શોભશે, વીતી ગઈ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
૨૫ જય જય ગરવી ગુજરાત.

નર્મદાશંકર



૩

## मातृभूमि.

(રોળાવૃત્ત.)

છે શું કોઇ માનવી, જીવનો અચેત એવો,
જેને નથી જાગિયા, કદિયે મનમાં ભાવો;

જેણે કદી એહવું, અંતરે કહ્યું નથી કે,—
આ મ્હારી ખુદ, મ્હારી, મ્હારી આ માતૃભૂમિ છે!

૫ ભમી ભમી પરભોમ કિનારે પ્રવાસી જ્યારે,
નિજ પગલાં નિજ ભોમ ભણી તે વળતી વારે.
જરા, એ ઘેર જવાને અમુલખ અવસર,
છે શું કોઇ એહવો, દાઝયું નવ જેનું અંતર!

જો એવો કો હોય, જાવ ને નિરખો ત્હેને,
૧૦ કદિય એવા કાજ બિરદ કવિનાં નહિ ગાજે;
હો મ્હોટા ઇલ્કાબ, નામ હો મહાન એનું,
પરિપૂરણ કામના, ભલે હો અઢળક નાણું;

એ ઇલકાબો છતાં, છતાં સત્તા ને પૈસો,
એ પામર નીચ જંતુ, જગત બધું નિજમાં જોતો;
૧૫ આ જીવન માંહી તો સુકીર્તિ સઘળી ખોશે,
પડી મૃત્યુમુખ નામ નિશાન સમેતો જાશે

જે માટીનો હતો તે જ હીણી માટીમાં,
વણુ કીર્તિ, વણુ શોક, ગવાયા વિના ગીતોમાં.

ન્હાનાલાલ



૪

## સહુ ચલો જીતવા જંગ.

(લાવણી.)

સહુ ચલો જીતવા જંગ, બ્યૂગલો વાગે,
યા હોમ કરીને પડો, ફતેહ છે આગે. ટેક

કેટલાંક કરમો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
૫ હજિ સમય નથી આવિયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે, અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધિ જોધ્ધ બળ લાગે,
યાહોમ૦ સહુ ચલો૦ યાહોમ૦

સાહસે કર્યો પરશુએ પુરો અર્જુનને,
૧૦ તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઇંદ્રજિત શૂર હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગ્ત સૌ જાણે;
થઇ ગર્દ જંગમાં મર્દ હક્ક નિજ માગે,
યાહોમ૦ સહુ ચલો૦ યાહોમ૦

૧૫ સાહસે કોલંબસ ગયો નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભિડયો, યરપ આખામાં,
સાહસે લ્યુથર તે થયો, પોપની સામો,
સાહસે સ્કાટે દેવું રે વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ, અમર સહુ જાગે;
૨૦ યાહોમ૦ સહુ ચલો૦ યાહોમ૦

સાહસે જ્ઞાતિના બંધ, કાપિ ઝટ નાખો,
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો:
સાહસે કરો વેપાર, જમે બહુ લાખો,
સાહસે તજી પાખંડ બ્રહ્મરસ ચાખો;
૨૫ સાહસે નર્મદા દેશદુ:ખ સહુ ભાગે,
યાહોમ૦ સહુ ચલો૦ યાહોમ૦

નર્મદાશંકર

૯

## વિદ્યાસ્ફુરણ.

( પદ. )

("અબ તું હો ખુશી દિલસે"—એ રાગ.)

બાળક હો ! ભરતખંડના
વિદ્યાતણે બળે ઉજળા, સબળા
સહુ ઘુમો !—બાળક હો૦

ફળા એ વિકસાવે, બાગ બુદ્ધિનો ખિલાવે !
શુભ ફળ લાવે, રાજરંગ દિપાવે !
૫ નીતિ નિર્મળ પ્રવાહે એ સુહાવે !
અજ્ઞાન એ હઠાવે, ઘોર તિમિર સ્વભાવે,
દુષ્ટ ભાવે,—બાળક હો૦

સ્વાતંત્ર્ય શિખાવે, સ્વદેશ-પ્રીતિ લાવે,
એ ઉત્સાહે !—બાળક હો૦
૧૦ આવો આર્યો સ્હાયે, અર્થ સિદ્ધ થાયે,
સ્નેહ ભાવે—બાળક હો૦

'કુંજવિહાર' હરિલાલ ધ્રુવ

❋

૬

## તારામંડળ.

( ઉપજાતિ વૃત્ત )

આકાશ ઉગ્યા અગણિત તારા,
થોડા ઘણા કોઇ પ્રકાશનારા;

ભૂપાળ મોટા તણું રાજ્ય ભાગે,
અનેક નાના નૃપ જેમ જાગે.

૫ જો દૂર દૃષ્ટિ કરીને નિહાળું,
ગ્રહો વિશે ભાનુપ્રકાશ ભાળૂં;
તે જેમ રાજા બધું બોઝ નાંખે,
થોડાં ઘણાં ગામ સ્વહસ્ત રાખે.

જુઓ વળી મંગળ રંગ રાતે,
૧૦ જણાય અંગાર સમાન જાતે;
જાણે શશી સૈન્ય વિશે ખપ્યો છે,
તેથી ઘણો ક્રોધ કરી તપ્યો છે.

શની બિચારો ગતિ મંદ ચાલે,
ડરી ડરી મારગ દૂર ઝાલે;
૧૫ દુર્બિનથી તેની છબિ જણાય,
કિલ્લો રચી જેમ રચેલ રાય.

તારા દિસે છે છબિવંત છૂટા,
સાડી વિશે શોભિત જેમ બૂટા;
રાશી તણાં મંડળ ત્યાં બિરાજે,
૨૦ સાડી વિશે શું ભલી ભાત છાજે.

આ ઉત્તરે છે ધ્રુવ એક તારો,
તે તો તજી સ્થાન નહિ જનારો:
બને નિશા વાસર યુદ્ધ ખાસો,
જાણે રહી સ્થીર જુએ તમાસો.

૨૫ આકાશગંગા નભમાં જણાય,
યથાર્થ તે વર્ણવી કેમ જાય;

ભાગીરથી ભૂતળમાં વહે છે,
જાણે અહીંનું પ્રતિબિંબ એ છે.

સરોવરોમાં પ્રતિબિંબ તારા,
૩૦ જોતાં સુશોભિત જણાય સારા;
મોતી ગણીને મુખ મધ્ય લેવા,
જતાં જુઓ હંસ ઠગાય કેવા.

આકાશનો ભાસ જળે જણાયો,
શોભી રહ્યો તે નભથી સવાયો;
૩૫ ખગોળ વિદ્યારથિયે વિચાર્યો,
ખગોળનો શું નકશો ઉતાર્યો.

'દલપતકાવ્ય' દલપતરામ.

૭

## तारा.

વ્યોમનાવમાં ઉભો થયેલો ભૂતટ દર્શન કાજ,
જુઓ, જુઓ, વિશ્વસાગરમાંનો તારા–પથિક–સમાજ !
વ્યોમમાં તરવર તરવર આજ !

ઓ જન, ઓ જન, દૂર દેશથી તુજ ઉર કાજે માલ,
૫ લેઇને આવ્યા સંઘ બનીને તારાવર વણઝાર.—વ્યોમ૦

ઉર–વખારે ઉભરા ભર્યા તે કહાડ ગણી ગણી આજ,
લે બદલે ને ભર ત્યાં, ઝવેરી ! આનન્દ રત્નપટાર.—વ્યોમ૦

કંઇ કંઇ કવિ ને કંઇ કંઇ જ્ઞાની ને કંઇ કંઇ શાસ્ત્રીસમાજ
લઈ અમ આપ્યા અમુલ પદાર્થો થઇ ગયા દ્રવ્યવાન.—વ્યોમ૦

૧૦ જુની અમારે લેવડ દેવડ પૃથ્વીની સાથે ભ્રાત !
એક બીજાને આશ્રયે ચાલે સઉ જગનો વ્યવહાર.—વ્યોમ૦

'સ્નેહમુદ્રા' — ગો. મા. ત્રિપાઠી

❖

૮

## પ્રભાત.

( વસંતતિલકા )

સ્હામેથી દૂર થકી નિરખી સૂર્યસિંહ,
તેજસ્વી યાળ, ભરી ફાળ, કરાળ દેહ,
આવંત અગ્નિ ભરિયાં ધરી નેન તાતાં,
અંગો બધાં ઝળકતાં રૂધિરેથી રાતાં.

૫ એવો નિહાળી ભયભીત શશી થઇને,
ધોળી સમસ્ત નિજ ગાય લઇ લઇને,
વાડોજ ગોળ નિજ તે મહિં પૂરી આ તો,
જો મન્દકાંતિ થઇ આમ લપાઇ જાતો !

ને તારલા હરણુ ટોળું ભયેથી ધ્રીકું
૧૦ જો આમ તેમ અહિં ન્હાસતું વેગથી શું !
ને મેઘઝાડી થકી નિકળી સિંહ પેલો
જો એકલો નભ વિશે વિચરેશું ઘેલો !

'કુસુમમાળા' — નરસિંહરાવ.

❖

૯

## પવન.

( ગઝલ. )

નહિ મુજ માત કે તાત, નથી મુજ બ્હેન કે ભ્રાત;
નથી કર પાંખ કે પાય, નથી કોની મને સ્હાય.

નહિ કોને હું ગણુકારૂં, કરૂં હું રોજ મન ધાર્યું;
રમું હું રોજ સ્વચ્છંદે, ફસાઉં ન કોઇને ફંદે,

૫ ક્ષણે નાચું ક્ષણે દોડું, ક્ષણે જોડું ક્ષણે તોડું;
ક્ષણે ઉડું ક્ષણે ચાલું, ક્ષણે લાડું ક્ષણે મ્હાલું.

રહસ સ્થાનો વિશે માણું, સરવની વાત હું જાણું;
જગતની પ્રીત છે મ્હારે, મળું છું સર્વને પ્યારે.

સ્ત્રીઓ માને મને સારો, પતિથી લ્હે મને પ્યારો;
૧૦ પુરૂષ પણ છાનું ના રાખે, કરે છે પ્રેમ મુજ સાખે.

મને નહિ રાગ કે રોષ, ધરૂં છું સર્વમાં તોષ;
વહનનું કર્મ છે મ્હારૂં, પ્રમાદ ન તે વિષે ધારૂં.

સરવના લેઇ પરમાણુ, ઝપાટામાં સ્થળે આણું;
ઉતારૂં સર્વના થાક, સકળ મુજ ચિત્તમાં પાક.

૧૫ સગુણતા છે નહિ મ્હારે , ધરૂં નહિ સ્વાર્થ તલભારે;
મને જેવો મળે સંગ, બને તેવા બધા ઢંગ.

'સુમનગુચ્છ' — ડોલતરામ.

❦

 

## ૧૦

# एक आगीयाने.

( હરિગીત. )

તુજ પાંખ ચળકે પર્ણનાં ઝુંડો મહીં ચક્રો રચી,
બ્રહ્માંડને પોષી રહી તે દૃષ્ટિ અહીં એ છે નકી;
તુજ ઉદર પોષણમાં તને તુજ રૂપ ઉપયોગી થતું,
તુજ નેત્ર આગળ દીવડો કૈં શ્રમ વિના દેખાડતું.

૫ વળી કોઇ કન્યા પાતળી તુજ તેજ ઉપર મોહતી,
જે ભાલને ચોડી તને ત્યાં હર્ષથી ચળકાવતી;
વળી કોઇ વિસ્મિત સ્મિતભરી તુજ તેજ માત્ર નિહાળતી,
ના સ્પર્શતી એ બીકથી તુજ રજ રખે જાતી ખરી.

અદૃશ્ય ના ધનથી બને ના ધૂમસે મેલું થતું,
૧૦ તુજ તેજ તે મુજ ઉપવને હું નિત્ય જોવા જાઉં છું;
મમ પ્યારીનાં ફુલડાં અને મુજ વૃક્ષ જ્યારે ઊંઘતાં,
તું જાગતો રાત્રિ બધી ત્યારે રમે છે બાગમાં.

તું જાગજે, તું ખેલજે, તું પત્રપત્રે મ્હાલજે,
ચળકાટ ત્હારો એજ પણ તુજ ખૂનની તલવાર છે!
૧૫ તું કેમ એ માની શકે! આધાર ત્હારો એજ છે,
એ જાળ તું જાણે નહીં, હું જાણું ને રોઉં, અરે!

રે! પક્ષી કોની દૃષ્ટિએ તું એજ ચળકાટે પડે,
સંતાઇ જાતાં ન્હાસતાં એ કાર્ય વેરીનું કરે;
દ્યુતિ જે તને જીવાડતી દ્યુતિ તે તને સંહારતી,
૨૦ જે પોષતું તે મારતું એવો દિસે ક્રમ કુદરતી.

આ પ્રેમ સંસારી તણો તુજ તેજ જેવો છે નકી,
એ અમૃતે શું ઝેરનાં બિન્દુ ભર્યાં વિધિએ નથી ?
અમ એજ જીવિત, એજ મૃત્યુ, એજ અશ્રુ ને અમી,
જે પોષતું તે મારતું, શું એ નથી ક્રમ કુદરતી ?

'કેકારવ' કલાપી



## ૧૧

## कोयल

( ચોપાઇ )

કોયલડી ! તું ક્યાં સંતાય ?
મીઠાં ગીતડાં ગાતી જાય.

શોક થકી તું દીસે દૂર,
નિત્ય રમે હર્ષ તણે પૂર.

૫ મીઠો સ્વર તુજ અનુપમ દીસે,
હું નવ જાણું તું ક્યાં વસે.

ક્યાંથી શીખી અદ્‌ભુત ગાન ?
ખરે સ્વર્ગ છે એનું સ્થાન.

કુહૂ કુહૂ કરી વારંવાર,
૧૦ અમી વરસતો તુજ ઉચ્ચાર;

શિખવે મુજને ગાન રસાળ,
આપું આંબા મોરની માળ.

'હૃદયવીણા' નરસિંહરાવ



# ૧૨

## પતંગ

( વસંતતિલકા )

કેવું અહો ! મરણુ રમ્ય પતંગ તારૂં !
સર્વત્ર પ્રેમરસને વરસાવનારૂં !
શો દૈવનો તુજ પરે પ્રિય ! પક્ષપાત !
શી શીખવી પ્રણયની કંઇ ગુપ્ત વાત !

* * *

૫ શી એકતાન રસમગ્ન અવર્ણ્ય વૃત્તિ !
અદ્ભુત શી શલભ ! ઇંદ્રિય કેરી શક્તિ !
શો ઉછળી હૃદયમાં રસસિંધુ રે'તો !
સંસાર ત્યાં સકળ સદ્ય તણાઇ જાતો.

નિંદે ભલે જગ તને અથવા વખાણે,
૧૦ તેની સ્પૃહા ઉર વિષે ન દિસે લગારે;
ચાલે પ્રવાહ રસનો દિનરાત દેવી
ત્યાં તુચ્છ વાત લવ કેમ સમાય એવી ?

અંકે પડી પ્રણયીને તન છોડી દેવું,
ઉંચા અભેદ મહીં થૈ રસરુપ રે'વું;
૧૫ આનંદ એ શલભ ! તું લઇ એક જાણે,
સાચું અહો ! સુખ નિરંતર તુંજ માણે.

શા પુણ્યથી તપ થકી ફળ એ પમાય ?
શી રીત એ પ્રણયમંત્ર શીખી શકાય ?
એ નેત્ર, એ હૃદય, એ રસ કેમ આવે ?
૨૦ વા'લા ! જરા પણ મને નહિ શું બતાવે ?

ડા. ખુ. બોટાદકર

## ૧૩

## दिव्य टहुको

( રોળાવૃત્ત )

વાદળી ઝીણી છવાઇ રહી સૂતી આકાશે,
તેમાં થકી ચળાઇ ચાંદની આછી પ્રકાશે;
શાંત સકળ આ નગર, શાંત આ વ્યોમ વિશાળું,
મધ્ય રાત્રિને સમે ધ્યાન ધરતું કંઇ ન્યારૂં.

૫ ત્યાં આ અણુચિંતવ્યો ટુહૂરવ ક્યાંથી આવ્યો ?
હઇડું લેતો હરી; કોકિલા ! તેંજ ચલાવ્યો:
ટહુકો આ મીઠડો મને ઉચકી લઇ જાતો,
અમૃતસિંધુ જ્યાં શીળો ધીર ગાતો ફેલાતો.

નથી શુણિયો શું તમે મીઠડો ટહુકો બીજો,
૧૦ હૃદય ભેદી આવતો કોકિલાશબ્દ સરીખો ?
ધ્યાન ધરંતાં કદી શાંતિનદી રેલે જ્યારે,
દિવ્ય લોકથી તેહ ટુહૂરવ આવે ત્યારે.

'કુસુમમાળા' નરસિંહરાવ



## ૧૪

## कविनी शक्ति.

( મનહર )

કોઇ સમે પાતાળમાં પ્રવેશ કરે છે પંડે,
રસાતળ સુધીની ખબર ખોળી લાવે છે;
આકાશમાં આગમન કરે છે બુલાખી કયારે,
સૂર્ય શશી કેતુની શોભા તે જોઇ આવે છે.

૫ ગિરિ ગહ્વર, વન અરણ્વ ને અરણ્ય
પલકમાં પેખી પંડે બીજાને બતાવે છે;
જાદુઆઇ જાક્ષમ બેમાલુમ કવિની કૃતિ,
જાણીને પ્રાણીને તે નવાઇ પ્રગટાવે છે.

મોટા મોટા સુવર્ણના મ્હેલ બાંધે સ્નેહથકી,
૧૦ સ્ફટિક ને મોતી થકી ભીંતો શણગારે છે;
માણેક તણા મિનારા પોખરાજના ફુવારા,
અને હીરાના ઓવારા બનાવી બેસારે છે;

ઇન્દ્રભુવનથી આણી મુકે અપ્સરાઓ રૂડી
ક્યારેક વૈકુંઠ આણી અધર ઉતારે છે;
૧૫ પૈસા કે પ્રબળનો ન પડે ઉપયોગ તોય
ભારતીની ભાવના શી કવિપર ભારે છે.

રજની બતાવે દિને દિનમાં બતાવે રાત,
સાંજને બતાવી તે સવાર દીલ ઠારે છે;
બપોરે પ્રભાત ભલી ભાત તે બતાવે વળી,
૨૦ ઉનાળે ચોમાસું કરી અંદેશો નીવારે છે;

રજનું બનાવે ગજ, ગજતણું રજ કરે,
રાસભનું માણસ રૂડું કરી બેસારે છે;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે
જાદુગરથકી કવિ તણું જોર ભારે છે.

'કાવ્યકૌસ્તુભ' બુલાખીરામ

❦

# ૧૯

# કવિતા પ્રભાવ

( ઓખાહરણનો ઢાળ )

કવિતા તારી ન્યારી વાત, અહિં છે તું દેવી સાક્ષાત,
તુષ્ટમાન થઇ તું જેને, નહી કવણુ અપેક્ષા તેને;
વિધવિધ રચના દરશાવે; રંગ લલિત અનુપ બતાવે,
તારા ભકતને સદા આનંદ, જેઓ ન્યાળે નિર્મળ જ્ઞાનચંદ.

૫ શક્તિ તાહરી દેવિ ! અનંત, લહે પૂર્ણ ન સાધુ સંત:
મુકત ભ્રાંતિથી નિત્ય તું કરતી, હિત સર્વનું હૈડે ધરતી.
ખડખડ કોઇ વાર હસાવે, દયા આણી કો સમય રડાવે;
ક્રોધે નેત્ર તું રક્ત કરાવે, પ્રેમ માંહ્ય તું પૂર્ણ ડુબાવે,

કોઈવાર તું શૂર ઉપજાવે, કોઇ વેળા તું શાંતિ નિપાવે,
૧૦ વાયુમાં કો વેળા લઇ જાએ, જહિંથી રંગ ન્યારા જણાયે;
આભ ઉંચે ધરા નીચે ફરતી, રચના સહુ વિસ્મય કરતી;
કોઈ સમય તું રાતે નાખે, તપ્યું નભ ઝળકિત ભોંય તાપે.

નહિં વૃક્ષ દૃષ્ટિ જ્યાં પડે રે, રેણું ઉડે ન માર્ગ જડે રે;
અંધકાર દિસે ચોપાસ, વાયુ શાંતિ કરે સર્વ નાશ;
૧૫ કોઇ વાર લીલા કુંજ વનમાં, વરસાવતી આનંદ મનમાં,
વૃક્ષ લીલાં લીલી વેલ ન્યારી, રહ્યાં પુષ્પ સુગંધ પ્રસારી.

ધીરે આવે વાયુની લ્હેર, ઉદે અરૂણ તે પૂરવ મેર;
ગાય પંખી મધુરૂં ઉમંગે, સરવર દીપતું નીલે રંગે;
થાય હૈડું શીતળ તહિં પુરૂં, નહિ આનંદમાં કાંઇ અધુરૂં;
૨૦ તારી શક્તિ લઉં હું અનુપ, દેશ દેશની છે તું તો ભૂપ.

ઉચ્છળે સઘળે ગુણ તારા, હરે દુઃખ તણા સૌ ભારા;
દુઃખમાં તું દિલાસો દેતી, સત્ય મિત્ર તું સંગે રહેતી.
મુકી સગાં સહોદર જાએ, તોયે તું નહિ અળગી થાએ,
જહિં પૂરણ હોય અંધારૂં, કરે પ્રકાશ ત્યાં તેજ તારૂં.

૨૫ શું શું તારા હું તે ગુણ ગાઉં, ગુણ ગાતાં હું પાવન થાઉં;
મધુવચ કહે શકિત ન મારી, માતા કૃતિ અદ્ભુત તારી.

મધુવચરામ

❧

## ૧૬

## सौनो ईश्वर एक छे.

( દોહરા )

એક જ છે અવિનાશ, તે ઇશ્વરનો હું દાસ;
બીજો કહે તે બે થયા, ઇશ્વર ને અવિનાશ.
એ રીતે ઇશ્વર તણાં, જૂદાં નામ અનેક,
પણ જરૂર તે જાણજો ઇશ્વર સૌનો એક.

( મનહર છંદ )

૫ અંગરેજો કહે ઇસુ ખ્રીસ્ત ખરો તારનાર,
પ્રભુનો છે પુત્ર અમે ભાવે તેને ભજિયે;
આર્ય જનો કહે પણ ઇશ્વરી અંશાવતાર,
રામ કૃષ્ણાદિક, અમે તેને કેમ તજિયે:

મહમદીઅન કહે મહમદ એજ ખરો,
૧૦ પારસીઓ કહે અમે પાવકને પૂજિયે;
શી રીતે મમત તજી સર્વ એક મત થાય,
સૌને સાચા કળ્યા વિના સંપ કેમ સજિયે.

કોઇ કહે મહમદ સાથે ખુદા બોલતો ને,
કોઇ કહે જરથોસ્ત સાથે વાત કરતો;
૧૫ કોઇ કહે ઇસુ સાથે કરતો અનેક વાતો,
કોઇ કહે રામ કૃષ્ણ રૂપે તે વિચરતો.

કોઇ કહે આરબી લિપિમાં લખતો તે લેખ,
કોઇ કહે એ તો વાણી વેદની વાપરતો;
કોઇને ન જુઠા કહું, કહે દલપતરામ,
૨૦ દિલ કોઇનું દુખાવવાથી રહું ડરતો.

બૌદ્ધ મતવાળાઓને કહીએ જો બુદ્ધિહીણ,
તેતરીસ કોડ ચીના શું પશુ પ્રમાણ છે?
મુસલમાની ઇરાની આરબો માને છે મત,
યુરોપ આખો તે ખ્રીસ્તી ધરમની ખાણ છે;

૨૫ હિંદુ છે હજારો લોક, જરથોસ્તી જન ઘણા,
કેને કેને કહીએ કે એ બધા અજાણ છે?
કહે દલપતરામ જૂદાં જૂદાં પડયાં નામ,
સર્વનો પ્રભુ છે એક ખાલી ખેંચતાણ છે.

દલપતરામ.



૧૭

## एक अन्योक्ति.

( મનહર. )

ઉંટ કહે આ સમામાં વાંકા અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પક્ષીઓને પશુઓ અપાર છે;

બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કુતરાની પુછડીનો વાંકો વિસ્તાર છે;
૫ વારણની સુંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં શીંગડાંનો ભાર છે;
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપતરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે.

દલપતરામ.



૧૮

## નમેલી ડોશી.

( મનહર. )

કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર,
કહે શું શોધો છો ? કઇ ચીજ અછતી રહી ?
કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની ત્હારા જેવી ગતિ રહી !
૫ છવાઇ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદ રાયા, માયામાં મતિ રહી;
ઝુકી ઝુકી ડોકી વાંકી રાખી દલપતરામ,
જોતી હું ફરૂં છું જે જુવાની કયાં જતી રહી.

દલપતરામ.



## ૧૯

## નમનતાઇ.

ટીપું એક પાણીનું વાદળની માંહે,
જોઇ હેઠે, ઝુલાતું, દરિયાનું આબ,
હેબતથી લાગું એમ કરવા વિચાર,
કે, "અખુટ આ સાગરના મોજાની પાસ,

૫ હું કમીના ટીપાંની શી છે બીસાદ;
અગર પડું હું તે સાગરની માંહે,
તો બોહલા તે સાગરનાં પેટાં અંદર,
થાએ માહરા ભુંડા ને કમબખત હાલ,

આકાર માહરો થાએ તેમાં ભેલઇને ગુમ,
૧૦ નિશાન માહરી નહિ રહે, તે પાણીની સાથ,
નસલ માહરી ગુમ, નાબુદ માહરી જાત."
એટલું કેહતાં તે એવું ધુજયું કે હેઠ

પડયું, ને કાલુનાં કોટલાંની માંહે
કીધો તેણે અણુચીંતો અંધારે વગ.
૧૫ વેલા તેપર જમાના ગુજર્યા દન,
પુખ્ત તેમાં થયું તે આબી રતન;

જલનો આકાર તજી થયું જહવેર;
ફર્યું તેપર નવું કાંઇ કુદરતી પડ;
મોહટાઇ તેને મળી, ને શેહનશાહને હાથ
૨૦ બેસાડયું લોકોએ સૂન્નાંની સાથ.

આપ્યો રબે લાયકીનો બદલો એ રીત,
કમીના એક ટીપાને નામવર કીધું.

નમનતાઇ જો રાખી તે ટીપાંએ તો
બન્યું તે જલનું એક કીમતી જહવેર.

૨૫ ઢોક્યું તેણે નરમીએ નીસ્તીનું બાર,
ને હસ્તીનો પામ્યું તે સુંદર આકાર.

જ. ન. પીટીટ.



## ૨૦

## ભલાઇ ભુંડાઇ વચ્ચે ભેદ.

( મનહર. )

ભલાસું ભલાઇ કરી તેમાં શી નવાઇ કરી;
ભલા મારા ભાઇ, એ તો ભલાઇ આભાસ છે;
ભલી જે ભલાઈ તે ભુંડાઇસું સવાઇ કાંઇ,
ભલાઇ કરી દેખાડે એવોજ ખવાસ છે;
૫ સ્વારથી ભલાઇ કદિ ઇશ અચકાઇ કરે,
કેવી સ્થિતિ તારી, ભાઇ! આતમા વિનાશ છે;
માટે જેવી ભલાઇ તું માગે તારનાર પાસ
તેવી ભલાં ભુંડાં બન્નેને તારાથી આશ છે.

ભુંડાની ભુંડાઇ તેને શિર છે તવાઇ સદા,
૧૦ તું શું તેને સજાએ પ્હોંચાડતો સિપાઇ છે?
ભુંડાથી તું ભુંડો વધુ, એકથી સવાયો, બંધુ,
વિવેક તો એજ, તારે ભુંડા શું ભલાઇ છે;
ભુંડાઇ બીજાની જોવી, ભલાઇ પોતાની ખોવી.
ભુંડી એવી ટેવ તે ભુંડાઇની ગવાહી છે;

૧૫ ઘેલાં સર્વ ઘેલાં જોય, જૂઠા મન જૂઠાં હોય,
તેમ ભુંડાની ભુંડાઇ જોવામાં ભુંડાઇ છે.

જોને વૃક્ષ સુખડ ઉપર હથિયાર પેલા
ક્રૂર કઠિયાર કેઈ કૂદે કેવા જોરથી!
કિંવા આ સુતાર બેઠો ચંદનબજાર માંહી,
૨૦ ઘસે, ફાડે, રાંપે, કાપે, છુંદે, બાળે. તોરથી;
તોય ન તજે સુગંધ ચંદન સુખડ કદી,
એ એની ભલાઇ ભાખું, ગર્ભ સુધી કોરથી;
તેમ થતું કરી, ભાઇ, દયા ઉર ધરી, ભાઇ,
અરિને ઉગાર એનાં કરમ અઘોરથી.

૨૫ તેમ છતાં ભુંડાસું ભલાઇ તું ન કરી શકે,
ભુંડાઇ તો ગમે તેવા ભુંડાસું ન રાખતો;
વેરને વમળે વિંટળાઇ, ભાઇ અવનિમાં,
વેરવિષ સ્વાદ કદી ચૂકીને ન ચાખતો;
કિંવા ગર્ભપાપી પોતે, પારકાનાં નાનાં મોટાં
૩૦ પાપ ખોળવામાં રખે કાયા બાળી નાખતો;
મનુષ્યપ્રકૃતિ મૂળ પાપ, ત્યારે હું ભલાઇ
ભુંડાઇ પ્રકાર એકરૂપ રહું ભાખતો.

'મલબારીનાં કાવ્યરત્નો' મલબારી

❋

## ૨૧

## શું આપણો ઉદય એમ કદાપિ થાય?

(વસંતતિલકા)

પોઢે પલંગપર પ્રેમથી સાત વાગે
ઉંઘે અતિશય સ્હવાર થતાં ન જાગે;

વાતો વિષે વિષયની દિનરાત જાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?

૫ અત્યંત સૂક્ષ્મ વળિ વસ્ત્ર ઘણાં ગમે છે,
સ્ટૉકિંગ બૂટ મનમાંહિ રહ્યાં રમે છે;
ફૂલેલ તેલ બહુ કેશ વિષે ઘલાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?

કોચે પડે કડ ખડી ગઇ હોય જેમ,
૧૦ આવે ન કોઇ દિન દીન પરે ન રે'મ;
કોડે કરી કદિ કંઇ જ નહિ અપાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?

શીશી લવંડર તણી લઇ ખૂબ છાંટે,
ઘૂમે ઘરેઘર અને વળી વાટ ઘાટે;
૧૫ વિદ્વાન કે વડિલને ન જરા નમાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?

'ગુડ્મૉરનિંગ સર' એમ બહુ જ બોલે
પાછા પછાડિથિ છચોકજ એજ છોલે;
જ્યાં ગોળ ખોળ સરખાંજ સદા ગણાય,
૨૦ શું આપણો ઉદય એમ કદાપિ થાય ?

ભાવે ભણે અવર જે છળભેદ ભાષા,
રાખે સદાય પરના ધનમાંહિં આશા;
પ્રીતે ન પુણ્ય પણ કાંઇ કદી કરાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય ?

૨૫ છે પાટલૂન વળિ કોર ભરેલ ટોપી,
ભાષા ભણે ભભકમાંહિં વળી યુરોપી;

ચશ્માં વિના ન ઘડિ એક રહિ શકાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?

માને ન ધર્મ વળિ કર્મ કંઇ ન જાણે;
૩૦ તૈયાર તેમ કથળી પડવે કટાણે;
કાને ન હોય હિત તે પણ સંભળાય,
શું આપણો ઉદય એમ કદાપિ થાય?

'કેશવકૃતિ' કેશવલાલ હરિરામ



૨૨

## यत्नरत्न.

યત્ન વિનાનાં પ્રાણીનેજી પદાર્થ વચ્ચે જુજ જ ભેદ
બન્ને ખાલી જીવન ખોવે, જન્મથકી સંસારે કેદ.
કેદી જીવડો સદા પરાધિન, નહિ એને મન સુખ કે ખેદ,
આત્મજ્ઞાન એવાને ક્યાંથી? વ્યર્થ શાસ્ત્ર, મહાભારત, વેદ.
૫ યત્ન સૃષ્ટિનો મૂળ જ હેતુ, અચૂક ચૈતનનો આધાર,
યત્નરત્ન જીવનનું, વીરા યત્ન વિના સૂનો સંસાર.

યત્ન થકી ઉદ્ધાર આતમા, યત્ન ઉદય આયુષ કેરો,
યત્ન વિના, અહો મનુષ્યપ્રાણિમાં આ ભવમાં ફોકટ ફેરો.
જ્ઞાનતણું એ પ્રધાન સાધન, મોક્ષ માર્ગનો છે છેડો,
૧૦ યત્નતણી શી કહું બલિહારી? દૈવ ઉપર ઘાલે ઘેરો.
યત્નકૃત અદ્દભુત દાતાનો, વીરજનોનો વિમળ વિહાર,
ભાગ્યદેવિ પણ પ્રસન્ન સર્વદા યત્નદેવ નરવર ઉપર.

જ્યમ વશ થાતાં વાર લગાડે, ત્યમ, વીરા. તું ધીરજ ધર,
અંતે જો તે નજર ચૂકાવી, ચાલિ જાય બીજાને ઘર;

૧૫ નહિ એ તારી ભાગ્યદેવિ પણ અભાગ્યની કંઇ માન ખબર;
છતાં ન હઠતો પાછળ, યોદ્ધા, બંધ કરી પરિશ્રમનાં દ્વાર,
યત્નરત્ન જીવનનું, વીરા, યત્ન વિના સુનો સંસાર.

'મલબારીનાં કાવ્યરત્નો' મલબારી



૨૩

# इतिहासनो आरसी

( સવૈયા બત્રીસા. )

રાજા રાણા, અક્કડ શેના ? વિસાત શી તમ રાજ્ય તણી,
કઇ સત્તાપર કુદકા મારો ? લાખ કોટિના ભલે ધણી;
લાખ તો મુઠી રાખ બરાબર, કોડ છોડશે સરવાળે,
સત્તા સકા ઘાસ બરાબર. બળી આસપાસે બાળે;
૫ ચક્રવર્તિ મહારાજ ચાલિયા, કાળચક્રની ફેરીએ
સગાં દીઠાં મેં શાહઆલમનાં ભીખ માગતાં શેરીએ.

ક્યાં છે રાજ્ય રાજન આગળનાં ? દિવ્ય કહું જે દેવસ્થાન;
શોધ્યાં ન મળે સ્થાન દશા કે, ન મળે શોધ્યાં નામ નિશાન.
લેવો દાખલો ઇરાનનો જે પૂર્વ પ્રજામાં પામ્યું માન;
૧૦ ચોગમ જેની ધજા ઉડી રહી—રૂમ શામ ને હિન્દુસ્તાન.
હાલ બિહલું વેરાન ખંડિયર, શોક સાડિ શું પ્હેરી એ—સગાં૦

ક્યાં જમશેદ, ફરેદુન, ખુશરો ક્યાં અરદેશર, બાએગાન ?
રૂસ્તમ જેવા શૂરવીર ક્યાં ? નહિ તુજને મુજને તે ભાન.
ખબર નહિ યુનાનિ સિકંદર, કે રૂમી સીઝર ક્યાં ગૂમ ?
૧૫ અવનિ કે આકાશ કહે નહિ સારો ભવ મર મારે બૂમ.
હશે કહિં ફર્તા, હાથ જોડિ ઉભા કિરતાર કચેરીએ—સગાં૦

રામકૃષ્ણ નરસિંહ પરશુરામ દશ અવતારો થયા અલોપ,
વિક્રમ જેવા વીર રાજનો, ખમે કાળનો કેવો કોપ?
ક્યાં **મહમદગઝની**, ક્યાં **અકબર**, રજપૂત વીર શિવાજી ક્યાં?
૨૦ રાજપાટના ધણી ધુરંધર, આજ યુદ્ધની બાજી ક્યાં?
રાજમ્હેલમાં ઢોર ફરે, ને કબર તો કુતરે ઘેરી એ—સગાં૦

ક્યાં નેપોલિયન ચીલઝડપિયો? જીત્યા પૂર્વ પશ્ચિમ ખંડ,
જાતિ લોભનો ભોગ બિચારો અંતે વલખાં મારે પંડ.
સુણ્યાં પરાક્રમ એવાં બહુ બહુ, સ્વપ્નાં કે સાચો ઇતિહાસ?
૨૫ નહિ સમજાતું નિશ્ચયપૂર્વક, ઉડી ગયા ત્યાં શ્વાસોશ્વાસ.
વિજયરૂપી એ સળો શું લાગ્યો, વિજયવાયુ બહુ ઝેરી એ—સગાં૦

ક્યાં છે ફુટડી **કલીઓપાતરા**, ક્યાં **આનતની** સ્હેલાણી?
જંતુ ખાય કે વળગે જાળાં? ભમરા કીટ કહો કાં'ણી.
કબર ગીધડાં ખણે ખોતરે, શિયાલ સમાધિપર બેસે,
૩૦ સંત શરમથી નીચું જોયે, મહારાજા કોને કે'શે?
રાજ્યપતિ રજકણથી નાનો છે આયુષ આખેરીએ—સગાં૦

દીઠાં સ્મારકસ્થાન સુના એ કીર્તિકોટ આકાશ અડયા,
ખરતાં ખરતાં પત્થર બાકી ચુના માટીએ જકડયા,
દિલ્હિ, આગરા, કનોજ, કાશી, ઉજ્જન ઉજ્વલતા જહાંસી,
૩૫ રૂમ શામ ને ઇરાન ઉજ્જડ, રડે ગળામાં લઇ ફાંસી.
તવારીખનાં ચિહ્ન ન કાંઇ, જાણે બધી મશ્કેરી એ—સગાં૦

દિઠાં અયોધ્યા, બેટ દ્વારિકાં, નાથદ્વાર ને હરદ્વારી,
ઘરને આંગણે સુરત દેખતાં છાતી ધમકે છે મ્હારી,
ગુર્જરગિરિ સૌરાષ્ટ્ર હાલ શા? હાય! કાળના કાળા કેર,
૪૦ દક્ખણ દુઃખમાં દેખી શત્રુની આંખ વિશે પણ આવે ફેર.
હજી જોવિ શી બાકી નિશાની રહીરે વિનાશ કેરી એ.—સગાં૦

કોટિગણા તુંથી મોટા તે ખોટા પડી ગયા વિસરાઇ;
શી તારી સત્તા રે રાજા ! સિંહ સમિપ ચકલી તું ભાઇ,
રજકણ તું હિમાલય પાસે, વાયુ વાયે જરિ જોર થકી
૪૫ ઇશ્વર જાણે ઉડી જશે ક્યાં ? શોધ્યો મળવાનો ન નક્કી.
શક્તિ વ્હેમ, સત્તા પડછાયો—હા છાયા રૂપેરી એ—સગાં૦

દ્રવ્ય મટોડું, હિમ્મત ગમ્મત ડહાપણ કાઢવતું ડોળું
માનપાન પાણી પરપોટો, કુળ અભિમાન કહું પોલું;
આગળ પાછળ જો તે રાજા–સત્તાધીશ કે કોટિપતિ,
૫૦ રંક ગમે એવો દરદી પણ તે મરશે નહિ તારી વતી;
ભુલાઇ જવું મરવે, એ બહુ દુઃખ સરજ્યું કાળ નમેરીએ—સગાં૦

કુલીન કુળમાં કજાત પુત્રો, પ્રગટ દિસે આ દુનિયામાં;
બળિયા વંશજ જુઓ બાયલા, રોગિ નિરોગી જગ્યામાં;
સૃષ્ટિ નિયમ ફરતું ચક્કર એ નીચેથી ઉપર ચઢતું;
૫૫ ચઢે તે થકી બમણે વેગે પૃથ્વી પર પટકાઈ પડતું.
શી કહું કાળ : અજબ બલિહારી, વિદુરમુખી છે લ્હેરી એ
સગાં દીઠાં મેં શાહ આલમનાં ભીખ માગતાં શેરીએ.

'મલબારીનાં કાવ્યરત્નો' મલબારી



## ૨૪

## सुरत.

( રોળાવૃત્ત. )

ચકચકતૂં તુજ રૂપ, સોળસેં સત્તરસેંમાં;
કિલ્લા લાતી કોટ, મચેલા રંગો જેમાં;

રંગ રંગ નિશાન, યુરપ વેપારી ધામે;
બંદર ફુરજામાંહિ, ધામધુમો બહુ જામે.
૫ જાત જાતના જંન, જૂજવા રંગો માથે;
ભાતભાતના વેશ, રસાલામાં મુખિ સાથે.
દેશ દેશનો માલ, વળી અહીંનાં બંદરનો;
રહે આવે ને જાય, બ્હાર લક્ષ્મી મંદિરનો.

બંદરમાં જુથ જ્હાણ, જેહને જોતાં રાચો;
૧૦ દોલતની તે ખાણ, મણિ પારસ તે સાચો.
ધંધાધારી લોક, વળી કારીગર ઝાઝા;
ઉંચ નીચ સહુ કોય, થયેલા ધનથી તાજા.

નવાબ બક્ષી મીર, વળી બીજા સરદારો;
સોદાગર ને શેઠ, જાતરે જતાં હજારો.

*   *   *

૧૫ જુદાં જુદાં સઉ સેન, જુદાં જુદાં રાજ્યોનાં;
જુદાં જુદાં હથિયાર, વખાણું કોનાં કોનાં ?

અસવારી સોહાય, ફુલો સોના રૂપાનાં;
વેરાતાં લુંટાય, ગવાયે જશ હાકમના.

*   *   *

**સુરત** તારિ શી સુરત, જનો કયાંના લલચાવ્યા !
૨૦ ફિરંગિ ને **અંગ્રેજ**, **વલંદા ફ્રાંસિસ** આવ્યા.

મત્સર જાગે તો, ભુંડું એકકનૂં ધારે;
થયો પ્રથમ તો લાભ, તાહરાં જનને ભારે.
ઘૂસ્યા જ્યમ અંગ્રેજ, વલંદા ત્યમ બહુ બ્હેકયા;
પછી વંઠયું બહુ કામ, સંપને આઘે ફેંકયા.

૨૫ ખટપટનો લઇ લાભ **શિવાજીયે** ભડ ભાળી,
ચોસઠ ને સિતેર, સોળનામાં કરિ ખાલી.
ઉપરાઉપરી માર, સુલતાની અસમાની,
પડવા માંડ્યો ખુબ, નિશાની છે બહુ ધાની.

નવાબ બેદરકાર, કારભારી જાલમ સહુ.
૩૦ ટોપીની ખટપટ, લોક ને લશ્કરમાં બહુ.

* * *

હાય હાય ઓ સુરત શેરશેરે ચુસિ લીધી;
હવે શું ઉદીશ હાય, સુવાડી કરમે દીધી.

પડયાં ન ઉઠયાં ભાઇ, રાજ મોટાંમોટાંઓ ?
**આસિરિયા** ને **મિસર**, **ગ્રીસ** ને **રોમ** ગયાં ઓ !
૩૫ કયાં **હસ્તીનાપુર**, અરે કહું **દિલ્લી** કયાં છે ?
**સિદ્ધપુર પાટણ**, અરે તે **પુના** કયાં છે ?

હતા **ફિરંગી** અહીં, **ફરાંસિસ** અને વલંદા;
તારા ખરતા તેમ, ગયા આજે કયાં સંધા ?
**સિદ્દી** તરસ્યો એક, **પેશ્વા** તરસ્યો બીજો;
૪૦ તરસ્યો ગાયકવાડ, મનોરથ કોનો સીઝયો ?

નથી કોઇનું ચલણ, વલણ બહુ જનો કરે રે;
સમયે ચ્હડતું કોઈ, સમયથી ઢળી પડે રે.

* * *

મુંબઇથી અંજાઇ, લોક તો વસ્યા જઇ તહિં;
અસ્ત થયો તુજ સુરજ, રાત તો પડી ગઇ અહિં.
૪૫ તાપી દક્ષિણ તટે, **સુરત** મુજ ધાયલ ભૂમી:
મને ઘણું અભિમાન, ભાંય તારી મેં ચૂમી.

સંતતિયે કંઇ શૂર જુદ્ધમાં નથી જણાવ્યું,
પણ વેપારે પૂર ઇલમમાં ખૂબ બતાવ્યું.

ગોપી કેરો વખત, ખરી છુટનો સુખિ જાણું.
૫૦ મુગલ વખત વેપાર, આજ બન્નેનું સાણું.
આઠ લાખ જે વખત સર્વને રોજ દિવાળી,
પુણા લાખમાં હાલ, હોળી સળગે છે ભારી.

*   *   *

બહુ મોટું **ગુજરાત**, શહેર ઝાઝાં વિખ્યાતાં
**સુરત** તુજ સંતાન, જન્મ બુદ્ધિમાં માતાં.
૫૫ કહુણુ **અમદાવાદ**, બડાઇ કર તુ તારી;
નાણુંનો છે તોર, લિધાં નથી જખમો કારી.

**સુરત** જેવું નહિ હતું, નથી તું આજે તેવું;
નથી ગર્વનો બોલ, હોય તેવું સત કહેવું.
નાણુંથી જે નૂર, નથી તે આજ **સુરતનું**,
૬૦ ચકચકતું ભરપુર, હજુએ છે કુદરતનું.

**નર્મદાશંકર**

## ૨૯

## જરથોસ્ત.

( ચોપાઇ. )

પારસિ કોમે ઇજત દીધ, પાદશાહ **જમશિદ** પરસિધ;
ધરમ સુધારો ધાર્યો ખરો, પણ પૂરો તેથી ના થયો.
પૂરો તો **જરથોસ્તે** કીધ, શુભ રસ્તો દેખાડી દીધઃ
**અહુરમજદે** ફરમાવ્યું જેમ, **જરથોસ્તે** સમજાવ્યું તેમ.

૫ બાપ નામ પૌરૂશસ્પ જાણુ, ફરદુનની ઓલાદે માન;
માતાનું દોગ્દો નામ વખાણુ. ધનભાગ્ય એનાં પરમાણુ.
રએ શહેર **તહેરાનનિ** પાસ, જન્મ્યો ત્યાં જરથોસ્ત સુવાસ
સાલ ન નક્કી કોઇએ ભરયું (તોબી) ચારહજારની ઉપર ગણયું.

ખોરદાદ સાલ જ પરસિધ, જનમ દિવસ સાચો તે સિધ;
૧૦ ફરવરદિન ખોરદાદ રોજ, સહુને યાદ રહે તે રોજ.
થયો સમજતો જયારે તેહ, તકરારો કરતો બહુ રેહ
મુરતી પૂજા જાદુ હણે દુશમનની સંખ્યા નવ ગણે.

એક દિવસ કંટાળી ગયો, વ્હેમિ વતનથી દૂરજ થયો,
**બલખ** જાતાં નદી આવી જેમ, તરી પાર તે ઉતર્યો તેમ.
૧૫ ફતેહથી ખુશી અંગે ભરે, ખુદાતણી બંદગી કરે;
માગી અક્કલની બખશેશ, તેથી જાણ્યું રેસેરેસ.

નજર દોડાવી ચારે પાસ, એકાંતે બાંધ્યું મન ખાસ;
મુખ્ય ખ્યાલ ત્રણ નક્કી કર્યા, જેમાંથી બીજા નિસર્યા.
'ખુદા સૌથી ઉંચો રેહ, ને સૌથી પ્હેલો એહ;
૨૦ સચ્ચાઇને ચાહે જેહ, કુદરતને વધારે તેહ.

**બલખ**માં નામાંકિત થયો, સૂરજ તેનો છૂપો રહ્યો.
ગુસ્તાસ્પે પણ જાણી વાત 'બીડે દાનવોસું! બાથ.'
એક વાર મોટી તકરાર, થઇ કચેરીમાં નીરધાર;
હરિફો હાર્યા જેવા થયા, તેજી મ્હોડાં ઉતરી ગયાં.

૨૫ ઘણી બદબોઇ છુપા કરે, 'જરથોસ્ત હલકો કયમ ઠરે;'
જુઠું ભેરવ્યું પાદશાહ કને, જેને કેદી કીધો અને.
એક સમે પાદશા પીડાય, તેના ઉપાયો ના થાય;
વજીર ને દાનવો બહુ, થાકયા યુક્તિ શોધી સહુ.

બંદીખાને પ્હોંચી વાત, ખુશી થયો **જરથોસ્ત** સુજાત;
૩૦ ખબર કરાવી મારફતથી, તે સાંભળજો કહું છું કથી.
ચાર વાતની દે કબુલાત, ઉપાયોની કહું પછી વાત;
મુને પેગંબર સત માન, તો પીડા વળિ જાએ જાણ.

તારો પુત્ર જે અસપંદિયાર, તે પણ મુજને માને યાર;
રાણી પણ વળી તારી તેહ, મુજને પેગંબર કરી કેહ.
૩૫ વ્હેમી જાદુગર જે લોક, જેઓના આ દેશે થોક:
જેઓએ મૂકયું તહોમત્ત, બોલાવી પૂછી જો સત્ત.

કબુલ કરે વાંકો જો તેહ, છોડી દે કે સૂખી રેહ;
નત્ર માને તો ઘટતી સજા, થાએ તેવી દઇ દે રજા.
ચાર વાત પછિ મંજુર કીધ, તેથી પાદશાહે સુખ લીધ;
૪૦ પેગંબરને કીધી સાહ્ય, જેથી મત ફેલાવો થાય.

'દેના માજદિયશનિમ' એમ નામ દીનનું રાખ્યું એમ;
એ રીતે **જરથોસ્તનું** માન, ગાજી રહ્યું પછી ઠામેઠામ.
પેગંબર ઉમ્મર ચાળીસ, પાદ્શે દિન માની તજિ રીસ;
ઉમ્મર સાડી સિતોતેર, પેગંબર મૂઓ કહું ઠેર.

૪૫ **તુર્કસ્તાન** તણો પાચ્છાય, કરિ હલ્લો ઈરાને જાય,
હાર થઇ **ગુસ્તાસ્પનિ** બહૂ, પેગંબર ગભરાયો કહૂં.
બંદગી કરવા બેઠો હતો, દુશ્મન ઘા ભૂંડો કરતો,
દએ મહા ખોરસેદ રોજ, **જરથોસ્તી દીસાની** મોજ.

**નર્મદાશંકર**



# કવિતા પ્રવેશ.

## ભાગ ૨ જો.

### ૨૬

### ધ્યાન ધર હરિતણું.

ધ્યાન ધર હરિતણું, અલ્પમતિ આળસુ
જે થકી જન્મનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઇ નવ સરે;
માયા દેખાડીને મૃત્યુ વ્હાયે. ધ્યાન.

૫ સકલ કલ્યાણ, શ્રી કૃષ્ણના ચરણમાં
શરણ આવે સુખપાર ન્હોયે:
અવર વેપાર તું, મેહેલ્ય મિથ્યા કરી,
કૃષ્ણનું નામ તું રાખ મ્હોંયે. ધ્યાન.

પટક માયા પરી, અટક ચરણે હરી,
૧૦ વટક માં વાત સુણતાંજ સાચી;
આશનું ભવન આકાશ સુધી રચ્યું,
મૂઢ એ મૂળથી ભીંત કાચી. ધ્યાન.

અંગ જોબન ગયું, પલિત પિંજર થયું,
તોય નથી મ્હેતો શ્રીકૃષ્ણ કહેવું,
૧૫ ચેત રે ચેત, દિન ચાર છે લાભના,
લીંબુ લ્હેકાવતાં રાજ લેવું. ધ્યાન.

સરસ ગુણ. હરિતણા, જે જનો અનુસર્યાં.
તે તણા સુજશ તો જગત બોલે;
નરસૈયા રંકને, પ્રીત પ્રભુ શું ઘણી,
૨૦ અવર વેપાર નહિ ભજન તોલે. ધ્યાન.

નરસિંહ મ્હેતો

## ૨૭

જે ગમે જગતગુરૂ દેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કાંઇ નવ સરે,
ઉગરે એક ઉદ્વેગ ધરવો. ટેક.

૫ હું કરૂં, હું કરૂં એ જ અજ્ઞાનતા,
શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણીપેરે,
જોગી જોગેશ્વરા કોઇક જાણે. જે.

નીપજે નરથી તો, કોઇ ન રહે દુઃખી,
શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઇ દષ્ટે આવે નહિં,
ભવન પર ભવન પર છત્ર દાખે. જે.

ઋતુ લતા પત્ર ફળ ફુલ આપે યથા,
માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
૧૫ જેહના ભાગ્યમાં, જેહને જે લખ્યું,
તેહને તે સમે તે જ પહોંચે. જે.

ગ્રંથ ગડબડ કરી, વાત ન કરી ખરી,
જેહને જે ગમે તેને પૂજે;
મન કર્મ વચનથી આપ માની લહે,
૨૦ સત્ય છે એ જ મન એમ સૂજે. જે.

સુખ સંસારી મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કરજોડી કરી, નરસૈંયો એમ કહે,
જન્મ પ્રતિજન્મ હરિને જ જાચું. જે.

નરસિંહ મ્હેતો.



## ૨૮

## વૈષ્ણવનાં લક્ષણ.

( રાગ આશાવરી )

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણે રે.–વૈષ્ણવ૦

સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાછ કાછ મન નિશ્ચળ રાખે તો, ધન્ય ધન્ય જનની તેની રે.–વૈષ્ણવ૦

૫ સમદૃષ્ટિ અને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે.–વૈષ્ણવ૦

મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામ નામ શું તાળી રે લાગી, સકળ તિરથ તેના તનમાંરે.—વૈષ્ણવ૦

વણ લોભી ને કપટ રહિત છે, કામ ક્રોધને નિવાર્યાં રે;
૧૦ ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યાં રે.—વૈષ્ણવ૦

નરસિંહ મહેતો.



## ૨૯

## ગોવાળીયાની વનલીલા.

ઇંદ્રાદિક જગ મોહી રહ્યું, મોહન મધુરો ચરાવે ગાય;
જી રે બજાવે રૂડી મોરલી, દુઃખ દળદર ભંજન થાય.

ગાયો ચારે છે ચોફેર ફરી, જી રે ગોવર્ધનને માળ;
બળભદ્રે શંસો પાડિયો, શીંકુ બાંધ્યું ડાળ.

૫ કો કહે છે કૌવચ લહી, વાહાલા અંબરિષને કરે આળ;
અન્યોઅન્ય માને નહીં, હરિ દેવા લાગે ગાળ.

જયમ જયમ કૌવચ ખાજુએ, જી રે ત્યમ ત્યમ રૂવે બાળ;
બળભદ્ર સામું જોઇને, હરિ હસિયા મદન ગોપાળ.

મરકટ કોટે સાંકળાં, જી રે ફુમતડાં લળકે કાન;
૧૦ શૃંગાર સર્વ સજાવિયા, તેણે વિચિત્ર શોભે વાન.

છોડી છોડી નાંખે માંકડાં; બાંધે બાંધે નંદકિશોર;
મરકટ માને નહિ માવનું, ત્યારે કરે ઝાઝું જોર.

ઉખાણો સાચો થયો, જી રે મરકટ કોટે હાર;
છોડી છોડી નાંખે માંકડાં બાંધે બાંધે નંદકુમાર.

૧૫ ગોવાળિયા મંડળી મળી, ઉભી ગોવર્ધનને માથ;
કૃષ્ણ આરોગે રૂડા કરમડા, આહીરડાંની સાથ.

ચાખે ને ચખવી જુએ, વહાલો પીએ પીવડાવે ખીર;
જમી જમાડી પોતે જમે, હરિ હલધર કેરા વીર.

ખમણું તે લે વાહાલો વેહેચતાં, તતક્ષણ આરોગી જાય;
૨૦ જેનું દેખે વાહાલો વાધતું તેનું પડાવી ખાય.

ગાયો હીંડી ગોવર્ધન ભણી, જી રે ક્ષણું એક લાગી વાર;
વારો આવ્યો પ્રભુ તમ તણો!, તમો વાળોને દીનદયાળ.

કર ગેંડી લઇ ઉભા થયા, ધાડે સ્વરે બોલાવી ગાય;
હીંડે વૃંદાવન શોધતા, ચૌદ ભુવનનો રાય.

૨૫ સિચાણી, બગલી, ને સારસી, પારેવી, ચાતોર, મોર:
પીળી, ધોળી, ને કાબરી, બોલાવે નંદકિશોર.

'દાણલીલા' નરસિંહ મ્હેતો



૩૦

ઘેલાં અમે ભલે થયાં રે,
બાઇ મારે ઘેલામાં ગુણ લાધ્યો—ધ્રુવ.

આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું મન માયામાં બાંધ્યું,
ભવસાગરમાં ભૂલાં પડયાં ત્યારે મારગ મળિયા માધુ—ઘેલાં૰

૫ ઘેલાં તો અમે હરિનાં ઘેલાં નિર્ગુણ કીધાં નાથે,
પૂર્વ જન્મની પ્રીત હતી ત્યારે હરિએ ઝાલ્યાં હાથે—ઘેલાં૰

ઘેલાંની વાતો ઘેલાં જાણે ને દુર્જનીયાં શું જાણે,
જે રસ તો દેવતાને દુર્લભ તે રસ ઘેલાં માણે—ઘેલાં૦

ઘેલાં મટી અમે ડાહ્યાં ન થાઇએ ને સંતનાં શરણાં લીધાં,
૧૦ બાઇ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર કારજ સઘળાં સીધ્યાં—ઘેલાં૦

**મીરાંબાઇ.**



## ૬૧

## મચ્છવેધ.

પારથે ગ્રહ્યું જવ બાણ, વિપ્ર વદે માંહોમાંહે વાણ;
કોઇ કહે એને શે વારો, જશ ક્ષીણ થશે જી તમારો.

કોઇ કહે ઉઠયો ઉઠયો એ ફોક, વિપ્રને હસશે સહુ લોક;
કહેશે વિપ્રે ન વાત વિચારી, જડ ઝોડ થવા ગયા અવિચારી.

૫ કોઈ કહે આપણું નહિં કામ, જે સુભટ કહેવડાવીએ નામ;
કો કહે ફોકટ એ પસ્તાશે, જો એ મચ્છની પાસે જાશે.

એમ હું કહે વાડવ વિખ્યાત, આફણીએ જશ થશે નાશ;
કોઇ કહે એહેની કાંતિથી દીશે; એ વીર છે સર્વને શીશે.

એ સહી કરશે મચ્છવેધ, એ વાયક મારૂં મારૂં વેદ;
૧૦ કો કહે ઝટપટ હાવે જણાશે, એ વાત આવી હવે પાસે.

કો વિપ્ર એણીપેર બોલે, નથી વીર કો એહને તોલે;
એવું દીશે એ વિધ રૂપ એ હોએ પૃથ્વીપતિ ભૂપ.

સર્વ વિપ્ર વદે આશીષ, તુંને કીપા કરે જુગદીશ;
પછે કરીને દંડ પ્રણામ, પારથ ગયો મચ્છને ઠામ.

૧૫ સર્વ સુભટના હયા પ્રાણ, જ્યાં ધનુખે ચડાવ્યું બાણ;
સમર્યા શ્રીકૃષ્ણ શ્રીકૃપાલ, માહારી સહાય કરો ગોપાલ.

સહુ વિપ્ર ડોક કાઢી જુએ, રખે બ્રાહ્મણભાઇ પત ખુએ.
અતિ હરખ સહિત બલવંત, બાણ તાણ્યું કર્ણ પર્યંત;

લક્ષ લીધો મચ્છ ઉપર જાંહે, પ્રેરણા કીધી કૃષ્ણે તાંહે,
૨૦ પછી મેહેલ્યું પારથે બાણ, સડસડાટ મચ્છને વાગ્યું જાણ.

મચ્છ મસ્તક હુંતી કોડી, તેહને બાણ ગયું ઝટ ફોડી;
આવી પડયો કુંડ મોઝાર, તવ વરત્યો જેજેકાર.

'દ્રૌપદી સ્વયંવર' પ્રેમાનંદ



## ૩૨

## દમયંતી સ્વરુપવર્ણન

( રાગ સામેરી. )

દમયંતી દોષ રહિતા, તેના ગુણની ગાઉં ગીતા—ટેક.

જોઈ ભીમકસુતાની કટિ; સિંહની જાત વનમાં ઘટી;
હંસને પણ થઇ ચટપટી, ચાલ્ય ગોરીની આગળ મટી. દમ૦

રામા અંગની રોમાવાળી, વનસ્પતિ દવે મરે છે બળી;
૫ તેનાં વસ્ત્ર રત્નાં ઝળહળી, દેખી આભમાં પેસે વીજળી. દમ૦

પગપાનીથી હાર્યો અળતો, રહે અબળાને પાગે લળતો:
નેપુરનો નાદ સંભળાતો, રહે ગાંધર્વનો સાથ બળતો. દમ૦

વરણુથી ચંપક નવ ભજિયો, માટે મધુકરે તેને તજિયો;
એવું રૂપ બ્રહ્માએ સજિયું, બીજું કોઇ નથી નીપજિયું. દમ૦

૧૦ હવે શણુગાર વખાણું સોળ, મંજન ચીર હાર તંબોળ:
ઉઠે સુગંધના કલ્લોલ, અંગે અરગજાનો રોળ, દમ૦

શીશફુલ રત્ન રાખડી, શોભે ભરમાં ચુની જડી;
ગોફણો રત્નો અંગશું અડી, કટિમેખલા શું પડે વઢી. દમ૦

વાયે ઓઢણી રહિ છે ઉડી, ખળકે કંકણુ ને કરે ચૂડી;
૧૫ રૂપે રતિ તો સંભ્રમે બુડી, એવી કોઇ મળે નહિ રુડી. દમ૦

વાજે નેપુર કેરો ઝણુકો, અંગુઠે અણુવટનો ઠણુકો:
અંગુલિયે વીછવાનો રણુકો; બોલે મધુર ઝાંઝરીનો ઝણુકો દમ૦

જેમ નદિમાં ભાગીરથી, તેમ સ્યામામાં શ્રેષ્ટ સર્વથી,
ત્રણુ લોકમાં જોડી નથી, જાણે સાગરથી કાઢી મથી. દમ૦

૨૦ ઇંદ્રાદિક પરણુવા ફરે, મહીલા મનમાં નવ ધરે;
અશ્વિનીકુમાર આગળ પળે, તે ન આવે આંખજ તળે. દમ૦

જ્યારથી એ પુતળું અવતરિયું, નારી માત્રનું માન ઉતરિયું
દમ્યું જગત સ્વરૂપ ઉદે કરિયું, માટે દમયંતી નામ ધરિયું. દમ૦

'નળાખ્યાન' પ્રેમાનંદ



૩૩

## વૈદરભી વનમાં વલવલે

( રાગ સામગ્રી )

વૈદરભી વનમાં વલવલે, અંધારી રાત;
ભામની ભય પામે ઘણું, એકલડી રે જાત. વૈદરભી.

રસનાયે નામજ નળતણું મુખ જપતી રે જાય;
શુદ્ધ નથી શરીરની, ભાંજે કંટક પાય. વૈદરભી.
૫ રોઇ રોઇ રાતી આંખડી, ભરે આંસુ નીર;
નયણે ધારા બબ્બે ઝરે, વહે અંગ રૂધિર. વૈદરભી.

હીંડંતાં તે આખડે, પગમાં વાગે ઠેસ;
ચાલંતી ઉભી રહે, ભરાયે કાંટે કેશ. વૈદરભી.

અંગે ઉઝરડા પડયા ઘણા, વહે શોણિત ધાર;
૧૦ હો નળ હો નળ બોલતી, બીજો નહિ ઉચ્ચાર. વૈદરભી.

ઉંડાં કોતર ઉતરે, ચઢે ગિરિ કરાડ;
અશુદ્ધે ઉઘડકે નહિં, પાડે વાઘ બરાડ. વૈદરભી.

વાંકી વાટ ટીંબા ટેકરા, ભયાનક ખોહ;
રાફ માંહે સાપ ફુંફવે, ઘણું ઘુઘવે ઘોહ. વૈદરભી.

૧૫ શબ્દ પશુ પંખી તણા, ન પડે કાંઇ પ્રીછ;
વરૂ વણીઅર બીહાવે અરણ્યમાં, ધાયે વળગવા રીંછ. વૈદરભી.

શૂકર રોઝ ચિકારડાં, ચીતરા દે ફાળ;
ફાલુ નાદ હોયે ઘણા, બહુ બોલે શીયાળ. વૈદરભી.

આંબા આમલી લીમડા, અરીઠા અપાર;
૨૦ શીમળ સમળી સેગઠા, ન સૂઝે પંથ વિચાર. વૈદરભી.

ખેર ખાખર ને કાચકી, કાંટાળા થુંએર;
બાવળીઆ બહુ બોરડી, સરગુવા સમેર. વૈદરભી.

આખડી પડતી સુંદરી, ચરણે વેલા વિંટાય;
છૂટા કેશ કામની તણા, ઝાંખરે ઝીંટાય. વૈદરભી.

૨૫ વૃક્ષ અથડાયે અંગસું, મૂકે કાંટામાં પાય;
શુદ્ધ નથી રે શરીરની, ભજતી નળરાય. વૈદરભી.

દિવસ નિશા પ્રીછે નહિં, એવું ધાડું અરણ્ય;
દમયંતી ભૂલી ભમી, ત્યાં દિવસ ત્રણ. વૈદરભી.

અન્ન ઉદક પામી નહિ, નહિ બેસવું શયન;
૩૦ ત્રણ દિવસ એમ વહી ગયા, ભમયંતાં વન. વૈદરભી.

'નળાખ્યાન' પ્રેમાનંદ



## ૩૪

## चार आश्रम

બ્રાહ્મણને લઘુ વયમાં કરવું વેદાધ્યયન;
સ્નાન શીળ ને શુદ્ધ દેહ, ત્રિકાળ સંધ્યા વંદન.
કરે સેવા ગુરૂતણી, પ્રણિપત સ્તવન લળી લળી;
કાર્ય હોય તે માગી લેવું, કરીને કૃતાંજલી.

૫ વસ્ત્ર પ્રક્ષાલન ચરણ સેવા, દાસત્વપણું જણાવે;
હઠ કરી વિદ્યા ન માગે, ભણે જે ગુરૂ ભણાવે.
માગી લાવે મધુગરી, ગુરૂ આગળ મૂકે આણી;
ગુરૂ આપે તે ભક્ષણ કરવું, સંતુષ્ટ રાખવો પ્રાણી.

સ્વાદ નાનાવિધતણા, તે વિપ્રે સર્વદા વર્જ્ય;
૧૦ યુગ પ્રમાણે આયુષ સારૂં, પાળવું બ્રહ્મચર્જ.
કામ ઇંદ્રિનો સંગ ન કરવો, રહેવું વિષયથી વિરક્ત;
ભોજન બ્રાહ્મણ ને તીર્થ કરવાં, જેવી શરીરની શક્ત.

પછી પાણિગ્રહણ કરવું, શુદ્ધ જોઇ સ્ત્રીગોત્ર;
ગૃહસ્થાશ્રમને આચરે, વૃત્તિ પાળે અગ્નિહોત્ર.
૧૫ તીર્થ કરે પૃથિવી ફરે, અતીત નિર્મુખ ન જાય;
ગૃહસ્થાશ્રમ તેને કહીએ, સુણ યુધિષ્ઠિર રાય.

લક્ષણ કહું વાનપ્રસ્થનાં, આચાર પાળે ધર્મ;
સદન વૈભવ સુતને સોંપવું જાણી જરા આગમ મર્મ.
પત્નીયુક્ત તે વનમાં જાવું, અગ્નિહોત્ર રાખવું પાસ;
૨૦ સ્ત્રીસંયુક્ત સાધન કરવું, એ ઉજ્જ્વળ સંન્યાસ.

તીર્થતટે પર્ણકુટી કરવી, વા રહેવું ગુફામાંય;
ત્યાં અતિથિનું આતિથ્ય કરવું, ફળાદિક ભક્ષદાય.
સાધુ સંગતિ ભક્તિ કરવી, વદવું નહિ અસત્ય;
પરિચર્યા પાવકની કરવી, પોષવા ધારાહપત્ય.

૨૫. સૂર્યકિરણથી અન્ન નિપજે, તે લાવી કરવું પ્રાશન;
અગ્નિહોત્ર કરતાં વૃદ્ધિ પામે, તે કરવું ભોજન.
દ્વાદશ સંવત્સર વનમાં રહેવું, ચાર વષ વનવાસ;
નહિ તો બે વર્ષ રહેવું સહી, નહિતર રહેવું ખટમાસ.

તીર્થ રટણ ફળ ભક્ષણ, વલકલ કરવાં પરિધાન;
૩૦ દેવ યજન અગ્નિ સેવન, સેવવું ઉદ્યાન.
જો અન્ન ફળ મળે નહીં, ક્ષુધા થાયે વ્યાપ્તમાન;
અગ્નિહોત્રનાં કાષ્ટ પ્રક્ષાલન, તે જળનું કરવું પાન.

એ ધર્મ કહ્યા વાનપ્રસ્થના, વિપ્ર ક્ષત્રિય અધિકાર;
અગ્નિહોમ વિના વાનપ્રસ્થ પાળે, તે શૂદ્રનો કુમાર.
૩૫ છેલ્લો આશ્રમ સંન્યાસ લેવો, પામે તત્ત્વ ચોવીશ;
સંન્યાસ ગ્રહણ કીધા વિના, મળે નહિં જગદીશ.

મહાવાક્યે હોય મોક્ષ પદવી, પામે ઉગ્ર આત્મજ્ઞાન;
શયન ટળે જનની જઠરનું, આપે પદ ભગવાન.

'સપ્તમસ્કંધ, અધ્યાય ૧૩' પ્રેમાનંદ



## ૩૯

# रावणनुं सैन्य.

( રાગ સામેરી. )

રાય રાવણે કવચ પેહેર્યું, શીશ ધર્યા દશ ટોપ રે.
કરી વિશે લોચન રાતડાં, રૂદે આણી દારૂણ કોપ રે.
જાવા ન પામે જીવતાં, ભાઈ વાનર માનવ કોઇ રે;
બહુ ઢોલ દદામા ગડગડે, ત્યાં શબ્દ કુતોહલ હોય રે.
૫ જે જે સુભટ લંકા વિશે, મુખ આગળ નિસરે આજ રે;
રાણીજાયા રાક્ષસ વીરનો, મોહોલો લે મહારાજ રે.
કો રથ ચડયા કો ગજ ચડયા, કો ઉંટ ઉપર અસવાર રે.
કો મહિષપર કો ગરધવ ઉપર, બેઠા સાહી હથિયાર રે.
કોઈ ઘોડા ઉપર ઘુમતા, કરતા વારૂણી પાન રે:
૧૦ છે ભ્રકુટી ઉપર મોળીઆં, કો ગૌર ભીને વાન રે.
નવમણી કુંડલ લળકતાં, ઢળકતી મુક્તામાળ રે;
માદળિયાં તોરા નવસરાં, થઇ કલગી ઝાકઝમાળ રે.
બાજુબંધ ને પોંચી વીંટિયો, દુગદુગી સાંકળી સાર રે:
કભાય પટકા પાયજામા, ઉપરણી મૂલ અપાર રે.
૧૫ જરકશી વાઘા જળહળે, શું અર્ક કિરણ સમાન રે;
કેશરી વાઘે શોભતા ધરે યૌવનનાં અભિમાન રે.

કર ધનુષ ભાથાં ભીડિયાં, કટારી તલવાર રે;
સાંગ ભાલા શૂલ ફરશી, પરિઘ વાંકી ધાર રે.

ગદા ગુરજ ને મુશળ મુગદળ, ભુંગળ ને ભિડમાળ રે;
૨૦ નાગપાશ ને વરૂણપાશ ધર્યા, ચક્ર ગદા વિકરાળ રે.

પાખર બખતર ટોપ ટાટર, ફરસી ને શળપાણ રે;
અંગરખી ને જીવરખી એ, શોભે પરમ નિધાન રે,

સુર સેનાને લજાવે એવો, સ્વરૂપ સાગર શૂર રે;
એ રૂપવંત વખાણીઆ, હવે કહું રાક્ષસ ક્રૂર રે.

૨૫ મહિષ મેંઢા ઉંટ ઉપરે, જે થયા છે અસ્વાર રે;
તે કાળ ક્રૂર બિહામણા, લોહદંડનાં હથિયાર રે.

શ્વાનમુખા કો ખરમુખા, પિશાચમુખા પાપિષ્ટ રે;
લંબગ્રીવા કો લંબકર્ણા, જેને જોઇ ઉપજે રિષ્ટ રે.

લંબઅધરા દીર્ઘદંતા છે ત્રિશિરા બળવંત રે;
૩૦ શ્યામવર્ણા કો રક્તવર્ણા, બાહુક ઉંચા અનંત રે.

બિડાલા પીડાલા પાપી, અધર્મીનો નહિ પાર રે;
હાથ માંહે જે શબ ગ્રહ્યાં છે, તે ચાલે કરતા અહાર રે.

રૂધિર ગળતાં ચર્મ પહેર્યાં, કંઠ આંતરડાંની માળ રે;
જીભ સળકે સર્પ સરખી, વદન છે વિકરાળ રે.

૩૫ શત કોટિ રાક્ષસ ભયાનક, તે યુદ્ધે તત્પર થાય રે;
મુખ આગળ સેના શોભતી, જોઇ રીઝયો રાવણરાય રે.

'રણયજ્ઞ' પ્રેમાનંદ

⚜

## ૩૬

# લંકલીલા.

( છપ્પા. )

સરોવર સમુદ્રાકાર પંકજ સહસ્ર ખીલે,
સ્ફાટિકમણિની પાળ, ગોપ ગુણુંવતા ઝીલે;
કસ્તુરી બહેક બરાસ, વેર્યાં કેસર બહુ વાટે,
હીરાજડિત ઘણી ઘેડ, ઘુમર ઘણી ઘાટે ઘાટે;
૫ ઈંદ્રપુરીની ઉપમા, કહેતાં વિમાસણુ કરે કવિ;
લંકલીલા લખ કોટિધા, નિરખે અંગદ નવનવી.

નક્ષત્ર સરખી નાર, ઝવેરની જ્યોતો સરખી,
ચંપકવરણાં ચીર, પદ્મિની પૂરણ પરખી;
કનક મણીમય કુંભ: પ્રેમદા પરવરી પાણી,
આભૂષણુ ઉપમાય ઈંદ્રિકેરી , ઈંદ્રાણી;
૧૦ એ લખ જીહવાએ કવિ કહે, ભાટ ભાત ન શકે ભણી;
શામળ કહે હું કેમ કહિ શકું, લીલા લહર લંકાતણી.

* * *

જળહળ જ્યોત ઉદ્યોત, મણિ જળહળતા જડિયા,
ચિંતામણી ભરભીત, નવે ગ્રહ આવી અડિયા;
૧૫ પરવાળાં પર પોળ, સ્ફાટિક સ્તંભ ઠર્યા છે,
ચુડામણિ ચોપાસ, કનક કોઠાર કર્યા છે;
અષ્ટમા સિદ્ધિ નવનિધિ રીધિ, મહાલક્ષ્મિ વાસે વસી;
શિવની આપી સમૃદ્ધિ જ્યાં, ત્યાં ઉપમા કરવી કશી.

ઓળગ કરે જ્યાં ઇંદ્ર ચંદ્ર જ્યાં છત્ર ધરે છે,
૨૦ દિવાકર કર દીપ, વરુણુ જ્યાં નીર ભરે છે;

ચાર-વદનથી વેદ, બ્રહ્માજી પાઠ ભણે છે,
ધ્રલહલ તજી ધર્મરાય, ગાનગુણ એહ ગણે છે;
રતન ખાણ રતનાવળી, કલ્પદ્રુમ મોટાં મણી;
રિદ્ધિ ધણી રાવણ ધરે, અલખત ઇંદ્રાસનતણી.

૨૫ સાત સોનેરી કોટ અધિક એક જોજન ઉંચા,
પાંચસે પાંસઠ પોળ, ઓળ ખરા જ્યાં ખુંચા,
દરવાજા દશ વીશ, બસેં બાસઠ છે બારી,
જ્યાં બેઠા બળવંત, ધીર નર ધનુષો ધારી;
વણ આજ્ઞાએ વિચરે નહિં, વાયુ સરખો પણ જ્યહાં;
૩૦ એ અતળિબળ અંગદ અધિક, પલક એક પહોંચ્યો ત્યહાં.

*　　　*　　　*

પુખરાજ પ્રવાળાં પાટ, ઝવેરની જ્યોતે જડિયાં;
ચોરાશી જોજન ચોક, મહેલ મણિ માણેક મઢિયાં;
જોજન સોળ સભાય, સિંહાસન શોભા સોહિયે;
મઘવાથી બહુ માન, મહેલ દેખી મન મોહિયે,
૩૫ વૈમાન દેવ વૈકુંઠનાં, શિવ આપી સમૃદ્ધિ ઘણી;
બહુ સમૃદ્ધ વિધ બારણે, લાયક બેઠો લંકા ધણી.

'અંગદવિષ્ટિ'　　　　શામળ



## ૩૭

# मोहना.

( દોહરા. )

પૃથ્વીપ્રદક્ષણા પંચશત, કરે જેહ કર જોડ;
મ્હાલે તે મથુરાપુરી, ક્ષણું માત્ર નહિં ખોડ.

તે નગરનો નરપતિ, મધુસુદન મહા મૂલ્યં;
હરિભક્ત હરિશ્ચંદ્ર શો, શોભા ચંદનિ તુલ્ય.
૫ પુત્રી તેને પદ્મિની, લાયક લક્ષણ ક્રોડ;
અકક્લ તણી અર્ણવ અતિ, જુગમાં ન મળે જોડ.
રૂપે રંભા સરીખડી, સતીમાં તે સરદાર;
હામ કામ મૃગલોચની, દીલે ધણી દાતાર.

નખશિખ શોભા નિરખતાં, અંબુજદલ શાં નેણ;
૧૦ હંસગતિ ગજગામિની, અમૃત વદને વેણ.
દેવાંગનાથી દશ ગણી, નગાંગના સમ નિધ;
રૂપવંત રૂડી રમણ—રતિ સમોવડ સિધ.

કેશપાશ કપિલસમ, ફેણા કાળિય નાગ;
એ વિધ ગુંથ્યો ચોટલો, લીલવટ લાવણ લાગ.
૧૫ ભર્યો ભોગ ભરપૂરસું. સિંદૂર શોભિત સર્વ;
જળધારા શિવાલિંગ પર, ધણો ઉપજાવણ ગર્વ.

વદન શરદ ઈંદુજશું અંબુજદલ શાં નેણ;
ભમર ભમરાલી ભજત, ભમરપંખ પાંપેણ.
રસના અમૃત સરીખડી, સ્વર કોકિલાવાણ;
૨૦ દંતપંક્તિ દાડમકળી, જશરૂપ જુવતી જાણ.
ચિબુક ચારૂ ચતુરાતણું, અધર પ્રવાળી અમૂલ્ય;
ગ્રીવા પોત કપોતશી, નિલગ્રીવ સમતુલ્ય.
નૌતમ નાસિકા કીરવત, તન ફુલેલ નિર્ધાર;
શ્રવણ શીશ શોભિત સદા, ઓપિત અપરંપાર.
૨૫ કર કુંજર શુંડ સરિખડા, અંગુલિ મગની શીંગ;

કર હથેલી મહીમથન, નખ તારાનો રંગ.
કટિ વખાણું એહની, જાણે સિંહનો લંક;
ગતિ ગયંદ ઓપતી અધિક, ક્ષણું માત્ર નહિ વંક.

રત્નજડિત્ર કર ચુડલો, ચંપકવરણાં ચીર;
૩૦ ચરણાં ચોળી શોભિતાં, નિરમળ નારી નીર.
માતા તેની મદસૂદના, મહા મનોહર માન;
રામા રૂપવંતી ઘણું, ગુણવંતી ગુણખાણ.

'મદનમોહના' શામળ



## ૩૮

# उद्यमवादीनु सिद्धांत

( ચોપાઇ )

કામકળા કહે સાંભળ બ્રહ્મ, ઉદ્યમથી અદકું નહિં કર્મ;
સઘળા લોક ઉદ્યમવશ હોય, કર્મ સારૂ બેસે નહિં કોય.

મથુરાપુર નગરનું નામ, સુરસેન રાજાનું ઠામ;
તેમાં વિપ્ર વસે બે ભ્રાત, સત્યવાદી રૂડા સાક્ષાત.

૫ બુદ્ધિ વિવેક ને વિદ્યાવંત, સાધુ શિરોમણિ રૂડા સંત;
એક નારાયણ બીજો નરહરિ, પતિવ્રતા બેને સુંદરી.

નારાયણ કહે મોટું .કર્મ, નરહરિ લે ઉદ્યમનો મર્મ;
વાદ કરે બે બાંધવ ઘણો, સંદે ભાગે નહિં તે તણો.

વાદ કરતાં બેઉએ ગયા, રાજસભા માંહિ પરવર્યા;
૧૦ રૂડો પ્રતાપ રાજા તાહરો, ચુકાવો ન્યાય માહરો.

સભા મધ્યે પંડિત જેટલા ઉઠીને નમિયા તેટલા;
રાજાએ દીધાં બહુ માન, જાણી વિપ્ર તણાં સંતાન.

રાજા કહે સાધ્યાં મુજ કાજ મા’નુભાવ પધાર્યા આજ;
અમ સરખું કોઇ કારજ કહો, સુખેથી સભામાં રહો.

૧૫ વિપ્ર કહે રાજા સુણ મર્મ, મોટો ઉદ્યમ કે મોટું કર્મ;
એટલો ન્યાય ચુકાવ તું આજ, નહિં તો દેહ કરીશ હું ત્યાજ.

અસત્યવાદી થાશો આપ, બેસશે બ્રહ્મહત્યાનું પાપ;
રાય સુણીને છાનો રહ્યો, પ્રત્યુત્તર તેમને નવ કહ્યો.

પંડિત પુછ્યા ગગે ઘણા, સંદે નવ ભાગ્યા તેહ તણા;
૨૦ ના કહેતાં બ્રાહ્મણ દે શ્રાપ, જૂઠું કહેતાં લાગે પાપ.

રાત દિવસ વિચારજ કરે, કોથી અરથ એકે નવ સરે;
વડો વજીર વનમાળી નામ, ત્યાં કહી ઉઠયો એકે ઠામ.

પંડિતનો કરવાને સંચ; રાજાશું રમિયો પ્રપંચ;
સુનું મંદિર એક વિશાલ, ઓરડા આઠ ઉંચું ચોમાળ.

૨૫ અગોચર મે’લી સૂખડી. જે ખાધે ભાગે ભૂખડી;
કોરી ગાગર ઉદકની હતી, અગોચર મેલી અણછતી.

પછી વિપ્રના તેડયા તન, બંધાવ્યાં તેમનાં લોચન;
નિર્ભય થઇ બાંધ્યા ચોપાસ, નહિ આંખે દેખ્યાની આશ.

કરી મોહોર બાંધ્યા બંધુ, ઉદ્યમ કર્મ વિદ્યાના સિંધુ;
૩૦ સુના મંદિરમાં મેલ્યા બેય, શીવશર્માને ગુણકા કહેય.

સંપુટ કીધાં તેનાં બાર, જોઇએ કોણ પામે છે અહાર;
જોઇએ કોને રહે છે ધીર, જોઇએ કોણ પીએ છે નીર.

એક દિવસ તે સ્થાનક રહ્યા, ક્ષુધા તૃષાથી દુખિયા થયા;
કર્મવંત તો પોઢી રહ્યો, ઉદ્યમી ઉદ્યમ અર્થે ગયો.
૩૫ કર્મી કહે કોણ ઉદ્યમ કરે, આમાં જે જાયે તે મરે;
ઉદ્યમી કહે ઘેલો તું આજ, ઉદ્યમથી સરશે સૌ કાજ.

માંડી તેણે ખણખોલણ ઘણી, બેસી રહ્યો ત્યાં કર્મનો ધણી;
ભીત ભંડાર મેડી ને મહેલ, ઉદ્યમ આગળ સઘળું સેહેલ.

લીધો પાર તે મંદિર તણો, જેને નેહ ઉદ્યમશું ઘણો;
૪૦ તેને ત્રુઠયા શ્રીભગવાન, આપ્યાં હાથ મેવા પકવાન.
કોરી ગાગર શીતળ જળ જેહ, આવી હાથ ઉદ્યમીને તેહ;
ગાંઠે બાંધી આવ્યો ત્યાં, ક્ષુધાવંત બેઠો છે જ્યાં.

પોતે ભક્ષ કર્યું તે તણું, તૃપ્ત થયું ઉદર તે તણું;
વળતી મનમાં આવી દયા, પ્રસન્ન બાંધવ ઉપર થયા.
૪૫ હસી હાથમાં આપ્યો હાર, કર્મીએ આરોગ્યો તેણે ઠાર;
સુરજ ઉગ્યો ને વીતી રાત, કાઢયા બહાર થયે પરભાત.

છોડયાં નેત્ર ને પૂછી વાત, તમો સાચું બોલો સાક્ષાત;
રાત દિવસનું કહોને દુઃખ, કેમ વેઠાણી ભુંડી ભૂખ.

( દોહરા. )

વિપ્ર કહે સુણ નરપતિ, સાચું કહું તમ સાથ;
૫૦ દુઃખ ન આવે ઢુંકડું, ઉદ્યમ મારે હાથ.

ઉદ્યમ કર્યો મેં અતિ ઘણો, ત્રુઠયા શ્રી ભગવાન;
ક્ષુધાતણું દુઃખ ટાળિયું, ભક્ષ કર્યાં પકવાન.

પરમારથ પ્રીતે કરૂં, નારાયણશું નેહ;
સોપ્યું હાથ તે વિપ્રને, સંતોષાણો એહ.

૫૫ પેટ ભર્યું પેલે કર્મીએ, આખર જોડ્યા હાથ;
ઉદ્યમ અદકો એ થકી, કર્મ તણો શો સાથ.

કામકળા કહે વિપ્રને મન વિચારી જોય;
ઉદ્યમથી જે નીપજે, કરે ન બીજો કોય.

શીવશર્મા કહે સાંભળો, કર્મ તણી કહું ગત;
૬૦ ઉદ્યમ કર્યો'તો ઉંદરે કહું તેની ઉતપત.

કામકળા કહે કહો મુને, કર્મ તણો વિસ્તાર;
સભા રહી તે સાંભળી, હું પામું તેનો પાર.

'ઉદ્યમ કર્મ સંવાદ' શામળ



૩૯

# कर्मवादीनुं सिद्धांत

( ચોપાઈ )

શીવશર્મા કહે સુણ સુંદરી, વાત કહું તુજને વિસ્તરી;
દક્ષિણ દેશ જોટીયાળું ગામ, વિષવાદી રહેવાનો ઠામ.

બાજીગર વાદી કહેવાય, મંત્ર જંત્ર તણો એ રાય;
સર્પ સાહીને ઘરમાં ધરે, જડીબુટ્ટીનાં કારજ કરે.

૫ અઘોર વનમાં વાદી ગયો, પહાડ પર્વત ઉપર જઇ રહ્યો;
મુરલીનો ત્યાં કીધો નાદ, આવ્યો સર્પ સુણવા તે સાદ.

વાદીએ તેને તત્ક્ષણ ગ્રહ્યો, પોતાને મંદિર જઇ રહ્યો;
લાવ્યો વાંસનો કરંડ આપ, તેમાં ઘાલ્યો મણિધર સાપ.

નવ મેલ્યું ભોજન કે નીર, પામ્યો દુઃખ તે સર્પ શરીર;
૧૦ ઉદ્યમ સર્પ તે શાનો કરે, કર્મ અનુસારે તે પરવરે.

વિશ્વાસ રાખે કર્મજ તણો, મળશે ભક્ષ મુજને બહુ ઘણો;
કર્મ જોરે લંકા લૂંટશે, કર્મ બંધનથી છુટશે.

તેના ઘરમાં ઉંદર ઘણા, વિશ્વાસ રાખે તે ઉદ્યમ તણા;
કર્મ તે તો તૃણવત ગણે, ઉદ્યમ ભાવથી ભારે ભણે.

૧૫ ઉંદર એક હુતો તે ત્યાંહે, રહેતો વાદીના ઘર માંહે;
શિર મોટો ચોટો ચાંકડો, મૂછ મોટિ છોટો છાંકડો.

કાપે કાપડ કોઠી ઘણી, નવ આણે બીહીક કોઇ તણી;
ઉદ્યમ પર જેને છે મંન, નાંખે ઉઘાડી ઢાંકયાં અંન.

ઘી ગોળ ને વળી ગોરસ ખાય, એ છે ઉદ્યમ કેરો રાય;
૨૦ એક દિન મન કર્યો વિચાર, લાવું આજ અદકેરો આહાર.

દાણા દૂણી કોણુજ ખાય, અદકો ઉદ્યમ કરવા જાય;
એમ ધારી ચાલ્યો પરચંડ, જ્યાં ઢાંકી મેલ્યો તો કરંડ;

દેખી કરંડ રળીઆતજ થાય, ઉલટથી આઘેરો જાય;
એમાં દીસે છે સૂખડી, કાઢી ખાઉં ભાંગે ભૂખડી.

૨૫ એમ કરી લાગ્યો કાપવા, વ્હાલાંને વ્હેંચી આપવા;
પાડી છિદ્ર ને પેઠો માંહે, કર્મી સર્પ બેઠો છે જ્યાંહે.

વદન ત્રિકાસ્યું તેહ જ તણું; પેઠો ઉંદર લેવા ઘણું;
ગળ્યો મૂષક ને ભાગી ભૂખ, કર્મે તેનાં ટાળ્યાં દુઃખ.

પામ્યો સુખ શરીરે સાર, પાડયું છિદ્ર તે આવ્યો બહાર;
૩૦ પામ્યો સુખ તે ઉંદર ગળ્યો, જઇ સજ્જન સઉકોને મળ્યો.

ઉદ્યમી ઉદ્યમ એળે ગયો, કર્મવંત તે આગળ થયો;
કર્મ કરે તે ન કરે કોય, કામકળા વિચારી જોય.

ઉદ્યમી હંકારે છે વહાણ; કર્મ બૂડે કે ખુવે પ્રાણ;
ઉદ્યમી વાવવા ખેતર પડે, સૂકે કે ઉભેલો પડે.

૩૫ ઉદ્યમી ગાડીને ભારે ભરે; વાટે લૂંટે કે બળદજ મરે;
કરે હજારો ઉદ્યમ મોટ, ભાંગે ગરાસ કાં આવે ખોટ.

ઉદ્યમ શું કરશે એ મર્મ, જીતે સર્વ થકી એ કર્મ:
પંડિત બોલ એમ બોલ્યો અતીશ, ચઢી રામાને સબળી રીશ.

અરે પંડિત તું મૂર્ખજ હોય, ઉદ્યમથી મોટું નહિ કોય;
૪૦ કર્મ નહાનું કેટલુંએ કઠોર, ઉદ્યમ શાહ ને કર્મજ ચોર.

ઉદ્યમ રાય ને કર્મજ રંક, હારે કર્મ તે આડે અંક;
ઉદ્યમ સઘળે છે સમર્થ, બ્રહ્મા વિષ્ણુ જાણે અર્થ.

'ઉદ્યમ કર્મ સંવાદ' શામળ

❀

## ૪૦

## उद्यम कर्म निर्णय

( ચોપાઈ )

રાજસભા ત્યા બોલી જયાંય, ઉદ્યમ કર્મનો ન્યાય તોળાય;
સાંભળ એ સતવાદી જન, ઉદ્યમે કર્મ કર્મે ઉદ્યમ બળવંત.

એકલું કર્મ તે જીતે કોક, જુઓ વાત વિચારી લોક;
કર્મ વિના ઉદ્યમ નવ મળે, ઉદ્યમ કરતાં કર્મજ ફળે.

૫ એમાં ખેદ કરશો માં કોય, સમતુલ બે તે જુગતે જોય;
ઉદ્યમનું તો કર્મજ નામ, કર્મતણો તે ઉદ્યમ ઠામ.

એ બેઉમાં કંઇ અંતર નથી, જો જો વેદ પુરાણે કથી;
જેવું કર્મ લખાણું તેહ, તેવો ઉદ્યમ ઉદયજ એહ.

જેને જેવો ઉદ્યમ મર્મ, તેને તેવું વળગ્યું કર્મ;
૧૦ જેને જેવું કર્મજ સાર, તેવો ઉદ્યમ કરે વેપાર.

જેને જેવું કર્મજ ગણે, ઉદ્યમે તેવી વિદ્યા ભણે;
જેને જેવું કર્મજ કાજ, ઉદ્યમ તેવી રાખે લાજ.

'ઉદ્યમ કર્મ સંવાદ' શામળ



## ૪૧

## अखाना छुटक छप्पा.

૧

અનુભવીની આગળ વાદજ વદે, ઉંટ આગળ જેમ પાળો ખદે;
ઉંટ તણાં આધાં મેલાણુ, પાળાના તો છંડે પ્રાણ;
અખા અનુભવી ઇશ્વર રૂપ, સાગર આગળ શું કુદે કૂપ.

૨

આખી નગરીમાં લાગી લા'ય, પંખીને શું ધોખો થાય;
૫ ઉંદર બિચારા કરતા શોર, જેને નહિ ઉડયાનું જોર;
અખા જ્ઞાની ભવથી ક્યમ ડરે, જેની અનુભવ પાંખ આકાશે અડે.

૩

સ્વામી થઇને બેઠો આપ, એ તો મનને વળગ્યું પાપ;
શિષ્ય રાખ્યાનો શિરપર ભાર, ઉપર ત્યાગ ને અંતર પ્યાર;
આશારજ્જુને બાંધ્યો પાશ, અખા શું જાણે જ્ઞાનીની આશ.

૪

૧૦ ચરણ શરણ તો ખોટી કરી, વણ ચરણોનો દીઠો હરી;
ચરણ જળે કે ભૂમાં દાટય, શ્વાન શિયાળિયાં કરડે કાટ;
તેની શરણ અમો શું ગ્રહે, જે સમજે તે એવું લહે.

૫

કથા કરી તે શુકજી ખરી, પરીક્ષિતને મેળાવ્યા હરી:
શીખ થઇ ત્યારે આપ્યું શું, નગ્ન થઇ ગયા વનમાં પશુ;
૧૫ નિસ્પૃહની એવી છે કથા, અખા બીજી પેટ ભર્યાની વ્યથા.

૬

દેહાભિમાન હતું પા શેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર;
ચરચા વદતાં તોલું થયો, ગુરૂ થયો ત્યાં મણમાં ગયો;
અખા ખેપ હલકાથી ભારે હોય, આત્મજ્ઞાન સમૂળગું ખોય.

૭

શશશૃંગનું વ્હાણજ કર્યું, મૃગતૃષ્ણામાં જઇને તર્યું;
૨૦ વંઝાસુત બે વ્હાણે ચઢયા, ખપુષ્પનાં વસાણાં ભર્યાં;
જેવી શેખશલ્લીની કથા, અખા હમણાં આગળ એવા હતા.

૮

જ્યાં જઇએ ત્યાં કૂડે કૂડ, સામે સામાં બેઠાં ઘૂડ;
કોઇ આવી વાત સૂરજની કરે, તે આગળ જઇ ચાંચજ ધરે;
અમારે હજાર વર્ષ અંધારે ગયાં, તમે આવા ડાહ્યા ક્યાંથી થયા;
૨૫ અખા મોટાની તો એવી જાણ્ય, મૂકી હીરો ઉપાડયો પ્રાણ.

૯

લીલાં વૃક્ષને ઓથે રહે, જેમ પારધી પશુને ગ્રહે;
એમ હરિને ઓથે ધુતારા ઘણા, ઉપાય કરે કનક કામની તણા;
અખા ગુરૂ શું મૂકે પાર, જેના શિષ્ય ગર્દભ ને ગુરૂ કુંભાર.

૧૦

સો અંધામાં કાણો રાવ, આંધળાંને કાણા પર ભાવ;
૩૦ સૌનાં નેત્રો ફુટી ગયાં, ગુરૂ આચાર્ય જ કાણા થયા;
શાસ્ત્રતણી છે એકજ આંખ્ય, અખા અનુભવની ઉઘડી નહિ ઝાંખ્ય.

૧૧

સમજુ શીખી અર્થ ઓચરે, તેની તરેવડ શું પંડિત કરે;
પંડિતને પંડિતાઇનું જોર; પણ અંતઃકરણમાં અંધારૂં ઘોર;
અખા તે થકી પ્રાકૃત ભલા, જો આવે સમજ્યાની કળા.

૧૨

૩૫ શબરી સંસ્કૃત શું ભણી હતી ભાઇ, કયા વેદ વાંચ્યા કરમાબાઇ;
વ્યાધ તે શું ભણ્યો'તો વેદ, ગણકા શું સમઝતી હતી ભેદ;
વળી શ્વપચની સમઝયો રીત, અખા હરિ તેના જેવી સાચી પ્રીત.

૧૩

ઝીણી માયા તે છાની છરી, મીઠી થઇને મારે ખરી;
વળગી પછી અળગી નવ થાય, જ્ઞાની પંડિતને માંહિથી ખાય.
૪૦ પણ ઝીણો થઇને ઝીણી હણે, અખો સાચી પ્રીત તેની ગણે.

અખો



૪૨

## ભેખ તો ભાવર થકી ભુંડા

ભેખ તો ભાવર થકી ભુંડા રે, મેલા અંતરમાં ઉંડા—ટેક

ટકો પૈસો ટેક્ષ ગામ ગામ નાંખે, વળી ખેતર ખેતર કુંડાં,
જેની વાંસે ધાય તેનો કેડો ન મેલે, જેમ કટકના લુંડાં રે. ભેખ

ત્રાંબિયા સારૂ ત્રાંગુ કરે ને વળી, કામ ક્રોધના ઉંડા;
૫ ધન ધુતવા દેશ દેશમાં ફરે, જેમ મલકમાં મુંડા રે. ભેખ

ગામ બધાની ચાકરી કરે ને, ઘેર રાખે અગન કુંડા;
ભોજો ભગત કહે કર્મની કોટી, પાપતણા જુંડા રે, ભેખ

**ભોજો**



## ૪૩

## मूरखो मानी रह्यो मारुं

મૂરખો માની રહ્યો મારૂં રે, તેમાં કાંઇયે નથી તારૂં. ટેક

સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં,
ચૌદ ચોકડીનું રાજ્યે ચાલ્યું ગયું, રાવણાદિક વાળું રે. મૂરખો.

દુઃખને તો કોઇ દેખે નહિ, ને સુખ તો લાગે સારૂં,
૫ વેળા વેળાની છાંયડી તારી, વળિ જાશે વાર રે. મૂરખો.

હરિભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો સારૂં;
ભોજો ભગત કહે રાખો હૃદયમાં, પ્રભુનું ભજન પ્યારૂં રે. મૂરખો.

**ભોજો**



## ૪૪

## थाणदार थया रे

થાણદાર થયા રે, થાણાને રાખો ઠેકાણે;
દુર્લભ દેહનગરી રે, મોજ માંહિ બેઠા માણે—ટેક

કૂડા પાંચ પચીશ ઠગારા, રૈયતને રંજાડે;
ચંચળ ચોર કરે માંહિ ચોરી, ભવન બહુ ભંજાડે;
૫ ધરપત ન ધારે રે, ધરાયો નહિ ભરે ભાણે-થાણુદાર

સત્ય ધરમરૂપી પટાવાળા, હુકમ કરો તો બાંધી આણે;
તસ્કર સઘળાને વશ કરીને, નાખો બંધીખાણે;
દંડ દેઇ તેને રે, ઘાલો અવળે ઘાણે-થાણુદાર

છુપિ રહ્યા છે દોતિયા બે રૂડા, તેને તું નવ જાણે;
૧૦ જે જે કર્મ કરો છો પ્રતિદિન, તે લખિ લેશે ટાણે;
દફતર દેશે ધણીને રે, હિસાબ લેશે દાણેદાણે-થાણુદાર

પાંચ પ્રકૃતિના કર શુભ બાંધી, વૃત્તિ રાખો થિર થાણે;
ધીંગો ધણી છે દાસ ધીરાનો એને ઓળખિ લેજો એંધાણે;
અવિચળ ગાદી આપે રે, આપ રૂપ પ્રમાણે-થાણુદાર

ધીરો



## ૪૯

## अकळ गति तारी रे

અકળ ગતિ તારી રે, પૂરણ બ્રહ્મ બ્રહ્મચારી;
તારો મર્મ ન જાણે રે, જોગીંદ્ર મોટા જોગધારી. ટેક.

અકળ ગતિ તારી અલખેલા, મર્મ નવ જાણે ભેદ;
કર્મ દાન દયાળ દાખલા, હાર્યા વિરંચીના વેદ;
૫ પાછા વાળી લાવ્યા રે, અસમાને ઉતારી. અકળ૦

થઇ યજ્ઞમાં હરિએ અવની માગી, લઘુરૂપ ગોવાળ;
વામન રૂપ ધર્યું પાતળિયે, બળિને ચાંપ્યો પાતાળ;
પ્રભુ પેર ન જાણી રે, પ્રતિહાર રહ્યા પાળી. અકળ૦

પાણીમાં પાળ બાંધી પુરૂષોત્તમ, રાવણ હણ્યો તતખેવ;
૧૦ દશ મસ્તક હરિએ હાથે હણ્યાં, એવા દેવાધિદેવ;
જાનકીને લાવ્યા રે, રામાવતાર ધરી. અકળ૦

કોટિ કૌતક કર્યાં કૃષ્ણજીએ, દાવાનળ લીધો દયાળ;
ધણી ધીરાના ધીરજવંત છો, ગોવર્ધન ધર્યો કૃપાળ;
કાળિનાગ નાથ્યો રે, ઉપર કરી અસવારી. અકળ૦

ધીરો



## ૪૬

## जेने राम राखे रे

જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે;
અવર નહિં દેખું રે, બીજો કોઇ પ્રભુ પેખે. જેને૦

ચાહે અમીરને ભીખ મગાવે, ને રંકને કરે રે રાય,
સ્થળ ને સ્થાનકે જળ ચલાવે, જળ સ્થાનક સ્થળ થાય;
૫ તરણાનો તો મેરૂ રે, મેરૂનું તરણું કરી દાખવે. જેને૦

લીંભાડાથી બળતાં રાખ્યાં, મંઝારીનાં બાળ,
ટિટોડીનાં ઈંડાં ઉગાર્યાં, એવા છો રાજન રખવાળ;
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની તકે. જેને૦

બાણ તાણીને ઉભો પારધી, સીંચાણો કરે રે તકાવ,
૧૦ પારધિને તો પગે ડશિયો, સીંચાણા શિર નહિ ઘાવ;
બાજ પડયો હેઠો રે, પંખી ઉડી ગયાં સુખે. જેને૦

ગજ કાતરણિ લેઇને બેઠા, હરજી તો દીનદયાળ,
વધે ઘટે તેને કરે બરાબર, સૌની લે સંભાળ;
ધણી તો ધીરાનો રે, હરિ તો મારો હીંડે હેકે. જેને૦

ધીરો



## ૪૭

## પ્રકટ મળે સુખ થાય

પ્રકટ મળે સુખ થાય, શ્રીગિરિધર પ્રકટ મળે સુખ થાય;
અંતરયામી અખિલમાં છે, તેથી કહો કોનું દુઃખ જાય. શ્રી ગિરિધર.

તૈલ વિના સ્ફુટ તિલ પુરેથી, દીપક કયમ પ્રગટાય;
પ્રકટ પાવક વિના કાષ્ટને ભેટે, શી પેરે શીત સમાય. શ્રી ગિરિધર.

૫ પૃથ્વી ચાટયે તૃષા ટળે નહિ, અંતર જળ શ્રુતિ ગાય;
દીવાસળી પાષાણ સ્પર્શથી, કો કહે જવાળા જણાય. શ્રી ગિરિધર.

સુરભી પેટમાં પય તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથી માંખણ તાવ્યે, સર્પિ ભક્ષણ સુખદાય. શ્રી ગિરિધર.

વ્યાપકથી વાતો નવ થાય, તે વિના જીવ અકળાય;
૧૦ રસિયા જન મન રંજન નટવર, દયા પ્રીતમ વ્રજરાય. શ્રી ગિરિધર.

દયારામ



## ૪૮

# महा कष्ट पाम्या विना

રાગ કેદારો.

મહા કષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોહોને મળ્યા,
ચારે યુગના જુઓ સાધુ શોધી:
વહાલા વૈષ્ણવ વિષે વીરલાને હોય બહુ;
પીડનારા ભક્તિ વિરોધી. મહા૦

૫ ધ્રુવજી પ્રહ્‌લાદજી ભીષ્મ બળી વિભિષણ,
વિદુર કુંતીકુંવર સહિત દુઃખિયાં;
વસુદેવ દેવકી નંદજી યશોમતી,
સકલ વ્રજભક્ત દુઃખી ભક્તમુખિયાં. મહા૦

નળદમયંતી હરિશ્ચંદ્ર તારાનયની,
૧૦ રૂકમાંગદ અંબરિષાદિ ઋષિ:
નરસિંહ મહેતો ને જયદેવ મીરાજની,
પ્રથમ પીડા પછી સુખની વૃષ્ટિ. મહા૦

વ્યાસ આધિ વ્યાધિ તુલસી માધવાદિક,
શિવકપાલી વિદ્યા વિશ્વ નિંદે;
૧૫ જગજનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું,
પાપ વણ તાપ જેને જગત વંદે. મહા૦

સંચિત ક્રિયામણ પ્રારબ્ધ જેને નથી,
તેને ત્રય તાપ આવી નડે છે;
અકલ ગત ઇશ હેતુ ન સમજ્યું પડે,
૨૦ પ્રબલ ઇચ્છા સરવ તે પરે છે. મહા૦

છે કથન માત્ર એ પાપ ને પૂણ્ય એ,
નચવ્યું નંદકુંવરનું જગત નાચે;
દયા પ્રિતમ રૂચિ વિના પત્ર હાલે નહિ,
પણ ન ભાગે ભ્રમણ મન્ન કાચે. મહા૦

દયારામ



૪૯

## લોચન મનનો ઝગડો

લોચન મનનો રે, કે ઝગડો લોચન મનનો;
રસિયા તે જનનો રે, કે ઝગડો લોચન મનનો. ટેક.

પ્રીત પ્રથમ કોણે કરી, નંદકુંવરની સાથ;
મન કહે લોચન ત્હેં કરી, લોચન કહે ત્હારે હાથ. ઝગડો.

૫ નટવર નિરખ્યા નેણ ત્હેં, સુખ આવ્યું તુજ ભાગ;
પછી બંધાવ્યું મુજને, લગન લગાડી આગ. ઝગડો.

સુણ ચક્ષુ હું પાંગળું, તું મારૂં વાહન;
નિગમ અગમ કહ્યું સાંભળ્યું, દીઠા વિના ગયું મન્ન. ઝગડો.

ભલું કરાવ્યું મ્હેં તને, સુંદરવર સંજોગ;
૧૦ મને તજી તું નિત મળે, હું રહું દુઃખ વિજોગ. ઝગડો.

વનમાં વ્હાલાજી કને, હુંય વસું છું નેણ;
પણ તુંને નવ મેળવે, હું નવ ભોગવું ચેન. ઝગડો.

ચ્હેન નથી મન કયમ તને, ભેટે શ્યામ શરીર;
દુઃખ મારે જાણે જગત, રાત્ર દિવસ વહે નીર. ઝગડો.

૧૫ મન કહે ધીકું હૃદે, ધૂમ્ર પ્રગટ ત્યાં હોય;
તે તુજને લાગે રે નેણ, તે થકી તું તો રોય. ઝગડો.

એ બેઉ આવ્યાં બુદ્ધિ કને તેણે ચુકવ્યો ન્યાય;
મન લોચનનો પ્રાણ તું, લોચન તું મન કાય. ઝગડો.

સુખથી સુખ દુઃખ દુઃખથી મન લોચન એ રીત,
૨૦ દયા પ્રીતમ શ્રી કૃષ્ણ શું બેઉ વડેથી પ્રીત. ઝગડો

દયારામ



## ૯૦

## मीरांचरित्र

મીરાં મન મોહનશું માન્યું;
વરિયા વરિયા શ્રી ગીરધરલાલ,
જાણે જગ નથી કાંઇ છાનું. ટેક.

જેમલ રાઠોડની દીકરી રે,
૫ સુણો મીંડતા એનું ધામ;
રૂપ ગુણ કોઇ સમોવડ નહીં રૂડું,
ધર્યું મીરાંબાઇ નામ. મીરાં.

જોશીએ વાંચી જનમોતરી રે
તેમાં લખ્યું નીકળ્યું એહ;
૧૦ વરશે વિશ્વંભર નાથને રે
કરશે નંદકુંવરશું નેહ. મીરાં.

ઉદ્યોતપુરનો રાણો રાજીયો રે
તે સાથે કરી છે સગાઇ;

પરણાવીને વળાવ્યાં સાસરે કંઇ,
લૌકિક રીતે મિરાંબાઇ. મીરાં.

દેવીને દેવા વધામણાં રે
ચાલ્યાં વરકન્યા સહુ જન,
રાણે પારવતીજી પુજીયાં રે,
મીરાંનું તો મોહનમાં મન. મીરાં.

૨૦ સાસુ કહે સૌભાગ્ય વધે રે વહુ,
નમો શક્તિને પાય,
મીરાં કહે મસ્તક મારૂં નહીં નમે,
વિના શ્રી ગિરિવરધરરાય. મીરાં.

સાસુ કે'રે સામું બોલી આજથી મારે
૨૫ નથી એ વહુનું કામ;
પુત્રને કહ્યું એહને રાખો પરી,
એક ન્યારૂં રચાવો એનું ધામ. મીરાં.

એવું સુણીને મીરાં મગ્ન થયાં રે
ભલું થયું ભાગી જંજાળ;
૩૦ સાધુની સંગે દિન રેણ નિર્ગમશું,
સુખે સેવીશું ગાઇશું ગોપાળ. મીરાં

નંદનંદન સાથે ન્યારાં રહ્યાં રે મીરાં,
હરિજન આવે ઘણાં ઘેર;
નિત્ય ભજન કથા કીરતન ઓચ્છવ,
૩૫ હરિને લડાવે કરે લ્હેર. મીરાં.

નણંદ આવી મીરાંબાઇની પાસે,
ભાભી આ શો માંડયો ઉત્પાત;

સાસરે રાણાજીનું કુળ લજાવ્યું વહુ,
મહીએર લજાવ્યાં માતતાત. મીરાં

૪૦ અંબર આભણ પહેરો અનુપમ,
સજો સુંદર શણગાર;
મહેલે પધારો રાણાજી તણે રે,
રમી રીઝવી લ્યો ભરથાર; મીરાં.

છાપાં તીલક આ શી તુળશીની માળા,
૪૫ નાચો કુદો વેરાગીને વેશ;
સંગ મુકી દો સાધુ સંતનો રે,
રાણોજી તો કરે સુણી કલેશ. મીરાં.

મીરાં કહે રે બાઇ કલેશ ટળવાનો,
એકજ છે ઉપાય;
૫૦ કહેજો રાણાજીને સાધુને સેવે પ્રેમે,
નૃત્ય કરીને હરિ ગાય. મીરાં.

વળી સોનું પહેર્યે શું સુધર્યું રે,
કહાડી નાખો ડાકડમાળ;
છાપાં તીલક ધરી સાધુઓમાં બેસો,
૫૫ આ લ્યો પ્હેરો તુળશીની માળ. મીરાં.

તમો પણ જાઓ શીદ સાસરે રે બાઇ,
વૃથા વટાળો શાને દેહ;
મનગમતા મોહનવર સાથે તમો,
સરવ તજીને કરો સ્નેહ. મીરાં.

૬૦ કેહેજો તમારી માતને રે,
વૃદ્ધ થયાં ગોવિંદગુણ ગાયે;

હરિ વિના કોટિ દેવ સેવશો તો યે,
જન્મ મરણ નહીં જાએ. મીરાં.

સુણી એમ છણુકતી ખીજતી રે બાળા,
૬૫ આવી બંધવની પાસ;
એ ભાઇ ભાભી કહે છે થાઓ વેરાગી સઉ,
મુકી દો રાજ અવાસ. મીરાં.

એવું સુણીને આવ્યો રોષ રાણાને,
પ્રેર્યો સેવક મીરાંને અવાસ;
૭૦ લાવો ખબર છે શા રંગમાં રે,
કોણ કોણ બેઠું છે એની પાસ. મીરાં.

અનુચરે આવી એમ કહ્યું જે,
નથી ત્રીજું માણુસ આ વાર;
રાણીજી સાથે કોઇ પુરૂષ બીજો છે,
૭૫ ધરમાં થઇ રહી છે થૈ થૈ કાર. મીરાં.

સુણુતામાં રાણો થયો રાતડો રે,
ખેંચી ખડગ ધાયો છે તેણીવાર;
આવી જોયું તો મીરાં એકલી રે,
કોઇ આવે ના ધાઇ દીધાં દ્વાર. મીરાં.

૮૦ પેઠો મીરાંને મેહેલે એકલો રે,
પ્રભુએ તેને ના દીધું દરશન;
પુછ્યું મીરાંને પેલો પુરૂષ કયાં છે,
તાહારે લાગ્યું જેથું લગન. મીરાં.

કયાં છે પુછો શું રાણા રોષમાં રે,
૮૫ તે તો સઘળે વસે છે ભરપૂર;

ધ્યાનમાં જુએ જોગી પ્રેમી પ્રત્યક્ષ દેખે,
રહે છે દુષ્ટ થકી દૂર. મીરાં.

કાહાડી નાખોજી આ કલેશ કપટ સંગે,
નિર્મળ કરો મંન;
૯૦ પ્રેમ ભક્તિએ પરબ્રહ્મ ભજો તો,
તમને થાય તેહેનાં દરશંન. મીરાં.

એવું સુણીને આગ લાગી ઘણેરી,
પણ ભાવ ના આવ્યો રે ભૂપ;
ક્રોધ કરીને શસ્ત્ર વાવરે એહેવે,
૯૫ દીઠાં મીરાંનાં બે રૂપ. મીરાં.

તો યે મુરખ સમજ્યો નહિ રે,
મન સાથે ન કીધો વિચાર;
બીજું ખડ્ગ એણે ખેંચીયું રે,
ત્યારે હરિએ દેખાડી મીરાં ચાર. મીરાં.

૧૦૦ છોભો પડ્યો પાછો ફર્યો રે,
રાણો આવ્યો પોતાને ઘેર;
વિષનો પ્યાલો મોકલ્યો પીજો,
કહાવ્યું રાણાએ આણી ઝેર. મીરાં.

લીધો મીરાંએ મન મગન થઇને રે,
૧૦૫ પ્રભુને દેખાડી કર્યું વિષપાન;
અમૃત સરિખું થઇ ગયું રે,
એને સમર્થ ધણી ભગવાન. મીરાં.

મીરાંબાઈ આવ્યાં વૃંદાવનમાં રે,
પ્રેમે નીરખ્યા શ્રી વ્રજરાય;

૧૧૦ શ્રી જમુના પયપાન કર્યું ને કરી
જીવા ગોસાંઇને શિક્ષાય. મીરાં.

હરિ જન જાણી મીરાં મળવાનું કહાવ્યું,
તેણે કા''વ્યું ના જોઉં સ્ત્રીનું મુખ;
મીરાં કહે સારૂં થયું સવારૂં મુજને,
૧૧૫ પરપુરૂષ જોએથી દુઃખ. મીરાં.

આજ લગી હું એમ જાણુતી જે,
વ્રજમાં કૃષ્ણ પુરૂષ છે એક;
વૃંદાવન વસી હજી પુરૂષ રહ્યા છો,
તેમાં ધન્ય તમારો વિવેક. મીરાં.

૧૨૦ એવું સુણીને જ્ઞાન પામીઆ રે,
જીવા ગોસાંઇ મળ્યા છે ધાઇ;
હળી મળીને હરિની વાત કરીને આવ્યાં,
મેવાડ દેશ મીરાંબાઇ. મીરાં.

કરી તૈયારી ચાલ્યાં દ્વારિકાં રે,
૧૨૫ પ્રેમે નિરખ્યા શ્રી રણુછોડ;
વાસ પુરીને પ્રભુની પાસે રહ્યાં સદા,
પહોંચ્યા છે મનના કોડ. મીરાં.

પાછળ પસ્તાવો રાણાને થયો રે,
ગયું ઉતરી મનનું ઝેર;
૧૩૦ મુખે માગે તે આપું તેહને જે કોઇ,
લાવે મનાવી મીરાં ઘેર. મીરાં.

ઉપરા ઉપરી તેડાં મોકલ્યાં રે,
આવીને લાગ્યા સહુ પાય;

માજી પધારો મેવાડમાં વેહેલાં,
૧૩૫ રાણાજી તો અન્ન ન ખાય. મીરાં.

જ્યાંલગી તમો રહેશો દ્વારિકાં રે,
ત્યાંલગી કરૂં અપવાસ;
આગ્રહ દેખી મીરાં વિદાય માગવાને,
આવ્યાં શ્રી પ્રભુજીની પાસ. મીરાં.

૧૪૦ હરિએ હકીકત સાંભળીને રે,
હસી ચાંપી હૃદયા સાથ;
શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાઇ ગયાં રે મીરાં,
જે જે શ્રી દ્વારિકાંનાથ. મીરાં.

૧૪૫ ચરિત્ર એ મીરાંબાઇનું રે જે કો,
શિખે સાંભળે ને ગાય;
પ્રેમભક્તિ તેહેને મળે ને ત્રૂઠે
દયાનો પ્રીતમ વ્રજરાય. મીરાં.

દયારામ



# કવિતા પ્રવેશ

## ભાગ ૩ જો

૯૧

### મારી ભરતભૂમિ

મારી ભરતભૂમિ
રૂપાળી, રઢિયાળી, યશાળી, સુશીલ, પુનિત;
તારાં ચરણ ચૂમી, આનંદે વદું જય જય હરદમ નિત્ય ! ટેક

દુનિયામાં દેશ અનેક જ છે
૫ સૌ સૌમાં કાંક વિશેષ જ છે !—
પણ તું તો અલૌકિક એક જ છે !—
મારી ભરતભૂમિ૦—

શી ફળદ્રુપતા સ્થળ સ્થળ સોહે !—
નવરંગી રમણી મનડાં મોહે !—
૧૦ જાણે વાડી વિશ્વંભરની જ હોએ૦—
મારી ભરતભૂમિ૦—

સાચે વિશ્વંભર વા'લી તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વભાવિક બધી સાજી;
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી.—
૧૫ મારી ભરતભૂમિ૦—

તું તો સત્ત્વગુણી તત્ત્વ જ વેત્તા,
દેશદેશથી પંડિત જ્યાં વહેતા;
થઇ શિષ્ય સહોત્સાહે રહેતા,
મારી ભરતભૂમિ૦—

૨૦ સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય **નવલ**નાં તું જન્મભૂમિ
તારી ભક્તિ રગેરગ રહી જ ઘૂમી,
મારી ભરતભૂમિ૦—

'બાળ ગરબાવળી' **નવલરામ**



૯૨

## ए भूमि अमारी

( રાગ બિલાસ–તાલ હીમચંદી )

એ ભૂમિ અમારી, મૈયા અમારી,
કોણ અવર કહેશે નિજની ?—
ન દેઉં ઉચરવા. ટેક.

એ સ્વદેશ માટે કો રણ–યજ્ઞે
પ્રાણ આહુતિ દઉં સજનિ,
ન ચાહું ઉગરવા. એ ભૂમિ.

પરાધીન થઇ ટપલા રહેવા
ટાલ પડે શિર શરમ ભરી !
ભલું એથી મરવું. એ ભૂમિ

૫ ગુલામ કાફર કાયર પદવી,
હિન્દુ કાળા નામે ઠરી !
ભલું એથી મરવું. એ ભૂમિ.

× × ×

છઈં સ્વધર્મરંગી, સ્વકર્મસંગી,
સ્વદેશીજંગી પ્રેમે ભીંજ્યા !
૧૫ હરિ એક જ હઇએ. એ ભૂમિ.

'કુંજવિહાર' હ. હ. ધ્રુવ



## ૯૬

# ગુણવંતી ગુજરાત

( મહાડ–ગરબી )

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમિયે નમિયે માત ! અમારી ગુણવંતી ગુજરાત !
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમ શિશ;
માત મીઠી ! તુજ ચરણ પડીને માગિયે શુભ આશિષ !—
૫ અમારી ગુણવંતી ગુજરાત !

મીઠી મનોહર વાડી આ ત્હારી નંદનવન શી અમોલ;
રસફુલડાં વીણતાં વીણતાં ત્યાં કરિયે નિત્ય કલોલ !—
અમારી ગુણવંતી ગુજરાત !
સંત મહંત અનંત વીરોની વ્હાલી અમારી માત !
૧૦ જય જય કરવા ત્હારી જગતમાં અર્પણ કરીએ જાત !—
અમારી ગુણવંતી ગુજરાત !

ઊંડા ઘોર અરણ્ય વિશે કે સુંદર ઉપવન માંય;
દેશ વિદેશ અહોનિશ અંતર એક જ ત્હારી છાંય!—
અમારી ગુણુવંતી ગુજરાત!

૧૫ સરસ્સરિતા રસભર અમિઝરણું, રત્નાકર ભરપૂર;
પુણ્ય ભૂમિ ફળ ફુલ ઝઝુમી, માત! રમે અમ ઉર—
અમારી ગુણુવંતી ગુજરાત!

હિન્દુ, મુસલમિન પારસી સર્વે, માત! અમે તુજ બાળ;
અંગ ઉમંગ ભરી નવરંગે, કરિયે સેવા સહુ કાળ!—
અમારી ગુણુવંતી ગુજરાત!

ઉર પ્રભાત સમાં અજવાળી, ટાળી દે અંધાર!
એક સ્વરે સહુ ગગન ગજાવતો કરિયે જયજયકાર!—
અમારી ગુણુવંતી ગુજરાત!

નમિયે નમિયે માત! અમારી ગુણુવંતી ગુજરાત!

'પ્રકાશિકા' અ. ફ. ખબરદાર

❖

૯૪

# इरान

લખાયો જે ભૂમિમાં અવસ્તા ઝંદ,
પૂજાયો જે ભૂમિમાં સૂર્ય બુલંદ;
તુટયા જે ભૂમિમાં દેવોના બંદ,
મટયા જે ભૂમિમાં હેરેમંદી ફંદ.

૫ ફસકઇને પડી તે ભાગીને ભંગ.
વેહતાં પાણીઓની પ્રથમ સે'તાશ,
જે ભૂમિમાં થઇ તે આજે ખુવાર
ઘુમતા ગહરેઓના ગોલા તરફ,
અત્યંત ખુશીમાં અચરતી—ચશમ,
૧૦ પ્રથમ જે ભૂમિમાં ઊપર ફેંકઇ,
તેજ આજે પટકઇને પડી નાચાર.
ઇરાન ! ઇરાન ! હમજાતનાં વતન !

જલેછ તાહરી જુદાઇમાં તન અને મન !
થયો ક્યાં ગુમ તાહરો દોર ને દમામ ?
૧૫ તમામ ખોઇ થયું તું અંતે નનામ !
ટકી તું કેમ રહે જ્યાં કિસમતની ખામ ?
કિસમતના લેખ આગળ આવે શું કામ ?
આવે કયારે એવો એક જીંદગીમાં દન,
કે લેઉં તાહરી ભૂમિનાં હેતે દર્શન !

'મારી મજેહ' — જ. ન. પીટીટ



## ૯૯

## કાવ્યદેવોને

( ઝુલણા )

ચળકતાં ઝલકતાં ચકિત કરી નાખતાં,
દર્શનો દિવ્ય તુજ અહિં દઇને,
કાવ્યદેવી ! અમારો થયો દોષ શો,
રોષથી ક્યાં ભરાઇ જઇને ?

૫ માત ગુર્જર રડી, શૂન્ય અહિં છે પડી,
તું હવે આપ કંઇ તેજ સારૂં;
ક્યાં ગઇ કાટચહેવી છુપાઈજા તું ?
કહે મને કહે મને ગુહ્ય ત્હારૂં !

સપ્તરંગી થયું મેઘનું બાણુ તે,
૧૦ ધારિયો સેતુ નિર્ભય શું ત્યાં કે ?
મોહી એના ઉપર તું ચઢીને અરે,
શું છુપાઇ જઈ અન્ય નાકે ?

સરસ આકાશનાં તારલા પુષ્પના,
શું સુવાસે રહી લ્હેર મારે ?
૧૫ કે રૂડી દિવ્ય ભૂમિ વિષે તું ભમી,
રીઝવે દિવ્યજન કવિત—ક્યારે ?

પશ્ચિમે સૂર્યનું શયનગૃહ શોભિતું,
તુજને શું ઘણું ઉર ભાવ્યું ?
ને વિમળ ભભકતું એહનું પૂર્વ ગૃહ
૨૦ હૃદયથી તેં અરે શું હઠાવ્યું ?

રસિક લહરીતણો જન્મ છે જે સ્થળે,
એહવા રમ્ય નભમાં ફરે શું ?
તુજ વીણા તણા તંતુને છેડીને,
ત્યાં મધુર ગાન ત્હારૂં કરે શું ?!

૨૫ ઉગતા સૂર્યની કોર શણુગારીને,
વાદળાં જાય કંઇ રંગ ધરવા;
એ મનોહર નૂતન સ્થાન તું ધારીસે,
ત્યાં ગઇ પ્રેમથી મોજ કરવા ?

કે રૂડી રજનીમાં સિન્ધુની છાતીપર
३० ઇન્દુએ સાંકળી રમ્ય ગુંથી,
તે નિહાળી બહુ મોહ શું પામી ત્યાં,
સરી ગઇ ભેદ લેવા હળુથી ? !

ગાજતો ઉછળતો સિન્ધુ ગંભીર બહુ
હૃદયમાં રત્ન રાખે છુપાવી,
३५ સર્વ એ રત્ન મહરાજ તુજ મુગટમાં,
શું ગઇ ત્યાંહિ તું ઝંપલાવી ?

કે ક્યા ધરણીના લલિત ખૂણા વિશે
બેઠી સંતાઇ એકાંત સારૂ ?–
ક્યાં ગઇ કાવ્યદેવી છુપાઇ જ તું ?
४० કહે મને કહે મને ગુણ ત્હારૂં ?

માત ગુર્જર તજી શીદને ક્યાં ગઇ ?
ક્યાં ગઇ તાહરી મિષ્ટ માયા ?
બંધ કીધો હવે પ્રેમ રે શીદ તુજ ?
ક્યાં ગયા તાહરા કાવ્યજાયા ?

શિથિલ કવિતા પડી, ઉર્મિ રગની ઊડી,
સ્વર વિશે કંપદુઃખ છે વસંતું !
અદલ દર્શન હવે દિવ્ય તુજ આપીને
મુખ ગુર્જર તણું કર હસંતું !

વિલાસિકા અ. ફ઼. ખબરદાર

## ૬૬

# તરંગ

( હરિગીતની ચાલ )

તરંગનો શુ રંગ ઉજ્જવલ! રમ્ય નભમાં શું ઉડે!
અવનિપરનું આ બધું એ મન અલૌકિકતા ભરે!
સ્થાન મુજનું આ રહ્યું. પણ મન ઉડે અવનિ થકી;
અધર રહીને જીવ જાણે વિમાનમાં બેઠા પછી;–
૫ નિહાળતું આ દુઃખજાળો, જગતમાં જે વિસ્તરી,
પણ અવનિ સાંકળ ખેંચતી, વિમાન મન ગભરાવતી.
હે પ્રેમ તારૂં વસન આ અવનિ મહીં દીસતું નથી,
સ્વર્ગના ખેચર ખરે તુજ દૃષ્ટિ ઝાંખી નહિ થઇ;–

પૂર્ણ શ્રદ્ધા રાખીને તુજ ભક્ત તુજમાં લીન છે,
૧૦ અંતઃકરણના ભિન્ન ભિન્ન તુજ ભક્ત સર્વે થાય છે.
દૃષ્ટિએ દીઠો નથી–ને દેખશે નહિ જન કો કદા,
આકાર કેવો, રૂપ ત્હારૂં શૂન્યમય દીસે સદા.

મન તણી ઉર્મી થકી ઉત્પન્ન થયલો તું દીસે,
બ્રહ્માંડ કલ્પે માનવી ત્યમ જન્મ ત્હારો મગજ છે,
૧૫ વિચાર એ આકાર કેવા ચિત્ર ચિતરે મગજમાં,
અંતઃકરણ જે તૃષિત હોએ દગ્ધ દુઃખી અવનિમાં;–

અધિક દુઃખો ભોગવે સંસારની ઘટમાળમાં,
કલ્પનારૂં મન ગમે ત્યમ વ્યાધિ લાવે મગજમાં.
શિલ્પકારી ચિત્ર પાડે ચિત્ર તેવું કયાં વસે?
૨૦ કલ્પનામાં મૂર્તિ કલ્પી જગતમાં કયાંથી જડે?

પ્રેમ બોલે ને બકે યુવાનીનું તોફાન છે,
ઉપચાર કરતાં અધિક દુઃખ તો ઊંડું પ્રગટે મન વિષે.

'જયવિજય'



૫૭

## रात्रि वर्णन—अने मधुराकाश दर्शन

( શાર્દૂલ વિક્રીડિત છંદ )

હીરાની કણિકા સમાન ઝગકે તાકા ઝગારે અહો !
મોતીનાં ઝુમખાં બધે લળિ રહ્યાં નક્ષત્રમાળા અહો !
ધોળી શી ઉભરાસમી દુધ તણા આકાશ-ગંગા ખીલે !
વાંકી કોર રૂપેરિ ચંદ્રની કળા જો આસમાની ઝલે ! ! !

૫ શાંતિ, શીતલતા, તથા મધુરતા, સૌન્દર્ય, શોભા, પ્રભા,
રાત્રિ રાણિ સુહાવિ સાડિ શરીરે દીપાવી આ જ્યોત્સના;
હર્ષે નિર્ખિ ઝલે હલેતિ રમણી બાળા ચકોરી-કુળ !
ગાયે ગાન મીઠું રૂડા હલકથી આનંદમાં બુલબુલ !

આવે શાંત સમે શી ખળખળ વહી, ઝર્ણો નદીઓ, લળી-
૧૦ સંગીત-ધ્વનિ વિસ્તરે અનિલની લ્હેરો વિલાસે ઢળી !
તારામંડળ સાથ રાસ રચિને બાળા તરંગોજ્જવળા,
શી આદર્શ સમે સરોવર—જળે નાચે શશીની કળા ! ?

'કુંજવિહાર' હ. હ. ધ્રુવ



૫૮

## સાગરની યાચના

સાગર સખે! મુજ કાનમાં એવું કંઈ તો ગાઃ
જીવ્યું મીઠું લાગે મ્હને એવું કંઇ તો ગા—સાગર.

વિભુભાવવાહી ગીતડાં, ઘેરા તાનમાં ભેદો ઉંડા;
ગૂઢ અર્થ ના ઉકલી શકે, ઉકલે એવું તો ગા—સાગર.

૫ શાશ્વત રહસ્યો ગર્જતી ઝમકે ત્હારી કરતાલ;
સમજું ન ત્હેના તાલ, કંઇ સમજું એવું તો ગા—સાગર.

સમજું ન તે મુજ દીનતા, તુજ વૈભવો વિસ્તર, સખા!
ન શુણ્યું ત્રિલોકે નાથ' કંઈ એવું અહરનિશ ગા—સાગરં.

મુજ ઉર તુજપર ઢાળીને હું પોઢી છું ભર રાતઃ
૧૦ મુજ ઉરમાં અસ્ફુટ કંઇ ભરતો સખે! તો ગા—સાગર.

મુખડે શું કરચોલી પાડતો? અવગણુ મને, ન વિમાસતો:
ગા ગા ચિરસ્થાયી ગાન તુજ, સમજે ય ત્હેને ગા—સાગર.

ત્હારે જગતને બોધવું, પરમાવધિ સત્ત્વ શોધવું:
હું કોણ? ગુરૂ કર્તવ્ય આચરતો સખે! ભવ્ય ગા—સાગર.

૧૫ તું તો અમિત ઉદાત્ત રાજે, હું બાલુડી ચંદાઃ
અહો મહાભાવ રાજવી! તુજ રાજગીત તું ગા—સાગર.

તુજ પ્રાણમાં અમી રેડવું, રેડી પછી મ્હારે જવું:
હું આથમીશ, અણુઆથમ્યાં કંઇ ગીત ત્હારાં ગા—સાગર.

મેઘ ગાજે, કાલ ગાજે, ગાજે ચૌદે બ્રહ્માંડઃ
૨૦ પણુ તેથી એપર પ્રભુવર ગાજે, તે ગીત લઇ લઇ ગા—સાગર

જીવ્યું જીત્યું લાગે મ્હને એવું હવે પ્રિય ! ગા;
સાગર સખે ! મુજ પ્રાણમાં એવું અમુલખ ગા—સાગર.

'કેટલાંક કાવ્યો' ન્હાનાલાલ



૮૧

## તુંગભદ્રા *

( ઉપજાતિ )

બીજી નદીઓ દીઠી છે ઘણી મેં
ન તુંગભદ્રા સમી કો નદી છે;
એમાં નથી પાણીનું મ્હોટું પૂર,
ન જાયે એનો રવઘોર દૂર.
૫ દોડે ન એમાં જલસ્રોત વેગે,
તરંગ ઉંચા ન જણાય એકે;
પરંતુ એની દિઠિ એવી મુદ્રા.
કે લાગ્યું 'બીજી નથિ તુંગભદ્રા.'

અનેક એમાં પડી છે શિલાઓ,
૧૦ જે મધ્ય જાયે જલના પ્રવાહો:
રોકે શિલાઓ જલને ન લેશ,
પામે શિલાઓ જલથી ન કલેશ.

કો કો શિલાને જલ ઘેરી લે છે,
ધિમે ધિમે ગોળ બનાવી દે છે.
૧૫ કો કો શિલાઓ જલને નચાવે,
ને ઝીણી ઝીણી લહરી કરાવે.

* મદ્રાસ જતાં રેલ્વેના પુલ પરથી જણાયેલા દેખાવ ઉપરથી.

કો કો શિલા એકલડી પડી છે,
કો કો શિલા જૂથ કરી રહી છે;
કો કો શિલાનું તટ છે ન ભીનું,
૨૦ કો કો શિલાએ બહુ પાણિ પીધું.

પ્રશાન્તિ આવી હૃદયે ન મારે,
ના ત્યાં શિલા ને જલ મિશ્ર થાયે;
રચે ન અન્યોન્યની રમ્યતા ત્યાં,
ને ના ગ્રહે માર્ગ જુદા જુદા ત્યાં.

૨૫ તટે તટે એ નદીને હું જાઉં,
ને શાન્તિ કેરૂં મૂળ શોધિ કહાડું;
અનેક એવી થતી ઉર્મિ ચિત્તે,
ને સર્વ રે હા! શમતી પછી તે.

રમણભાઇ



૬૦

## भोरघाट

( તોટક )

બહુ વેળ દીઠું ગિરિમંડળ આ,
સહુ વેળ દીઠાં રૂપ ન્હે જુજવાં;
કદિ રમ્ય હસ્યા, કદિ ઘોર બન્યા
કદિ શાન્ત સૂતા, કદિ ક્ષુબ્ધ ઘણા.
૫ અવલંબન વિના રહ્યું જે લટકી,—
લઇ શું લઇએ કરથી અડકી ?—
ગિરિશૃંગની મધ્ય ખીણો ઉપરે,
કંઇ અદ્દભુત ઇન્દ્રધનુષ્ય તરે!

અતિ ભવ્ય મહીધર એ ધનુને,
૧૦ શું રમાડી રહે ઉરની ઉપરે!
અહિં ભવ્ય વિશે રમણીય શમે;
રચના નિરખી મન તો વિરમે.

ઘન ધુમ્મસમાંહિં લપાઇ કદી,
ગિરિયૂથ ડુબે ઉંડી મૌનનદી;
૧૫ ઝરણાં તણી અંગ વિભૂતિ ધરે,
ગિરિરાજ તપસ્વિસમા શું કરે!

કદિ મેઘજળે ઉંડું સ્નાન કરે,
ગિરિવૃંદ અલૌકિક ધ્યાન ધરે.
શિખરો બિચ મેઘસમૂહ તરે,
૨૦ હૃદયે પછિ ભાવનદી ઉભરે.

તૃણભૂમિ અનેક લીલાવરણી,
હસતી નિરખી હસતો તરણી;
પશુવૃંદની તે કંઇ માળ ધરે,
ભરી જે વિવિધા વરણોથી ખરે.

૨૫ કદિ શુષ્ક સુનાં શિખરો ઉપરે,
રવિરાજ સુવર્ણની વૃષ્ટિ કરે;
ગિરિમંડળ કાન્તિ અવર્ણ્ય ધરે,
રમણીયપણું વિરલું ઉભરે.

કંઇ રૂપ દીઠાં બહું એહ પરે,
૩૦ ન દીઠાં તદપિ બહુ અન્ય અરે!
નિરખું પણ એ કંઇ ભાવ બળે,
વધુ બિમ્બ મને પ્રતિબિમ્બ પડે.

જન સૃષ્ટિ હવે ઘનનિદ્ર બની,
　　ગિરિરાજ! ત્હમે સઘળી રજની
૩૫ રહી જાગ્રત ચાંદનીમાંહિં વસો,
　　નભતારક શું કરી વાત હસો.

સહુ પ્હેલી ઉઠે હસતી શી ઉષા !
　　રવિરાજની લાડકવાયી સ્વસા;
મૃદુરંગ ગુલાબી વડે ચિતરે,
૪૦　　ગિરિરાજ તણું મુખ પ્રેમ ભરે.

પછી વહ્નિભર્યો રવિગોળ કુદે,
　　ઉંડી જ્યોતિનદી પ્રસરે જ બધે;
ગિરિરાજ! ત્હમે કંઈ ભાવ ભર્યા,
　　નિરખો સહુ એ વિરલી રચના.

૪૫ કદિ ગાઢ ભયંકર ગર્જનથી,
　　ગગડે ઘન વિદ્યુત તર્જનથી;
ચમકાવિ જ વાંકી ચુંકી લીટિયે,
　　તિમિરે નભ શ્યામળું વીંટી લીયે.

અતિ ભવ્ય ભયંકર ભેદ વિષે
૫૦　　ગિરિરાજ! ત્હમે રમતા જ રસે;—
અતિ અદ્ભુત એવી અનેક છબિ,
　　હૃદયે મુજ ભાવ વડે જ લખી.

જુજવાં રૂપ આમ બધાં વિલસે,
　　તદપિ સહુમાં કંઇ એક વસે;
૫૫ ઉંડું સત્વ અગમ્ય સુભવ્ય ખરે,
　　ગૂંથી જે સહુ રૂપ જ એક કરે.

“ હૃદયવીણા ”　　　　　　　　નરસિંહરાવ

# ૬૧

## ગિ નારન ચરણે

( વસંતતિલકા )

ઉગ્યું સવાર સુખરૂપ સખી! અમારૂં,
યાત્રા હજો શુભમુખી અમ ઉર્ધ્વગામી;
માંડી સિંહાસન રવિ ગિરનાર શૃંગે,
યાત્રાળુને કનક અંગુલિથી નિમન્ત્રે.

૫ આકાશમાંથી ઉડુમંડલ સંચર્યું'તું,
આતિથ્ય અર્ધ્ય રવિ એક જ અર્પતો'તો;
તે લેઇ લેઇ નમણું ઉર નામતું'તું;
લીલાવિમુગ્ધ પડતું લચી દેવપાદે.

પ્રાચી વિશે વિચરતા અમ સૂર્યદેશે,
૧૦ જ્યાં તેજનાં ઝરણુ કોટિક ફુટતાં'તાં;
જ્યાં ઊડતા અમિત ભાર્ગવના ફુવારા,
આત્મન્ તૃષા છીપવવા લીધ પંથ ત્યાંના.

ન્હોતી સીમા ગગનીય રચન્તી બાધા,
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની;
૧૫ ન્હોતાં જ સંકલન તે સ્થલ કાલ કેરાં;
નિઃસીમ એમ વહતા પ્રભુના પ્રવાહે.

લેતા વિરાટ પગલાં સખી! વિશ્વ ગોલે,
વર્ષો સહસ્ર કુદતા મૃગલાની ફાળે;
ઉભા પુરાણુ તીર, લોચન વર્તમાન;
૨૦ એવું હતું બલ વિભુ નવપ્રેરણાનું.

હા! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણુ ત્યાં ચરણે પડેલો;

રાજેંદ્ર કે। થઇ ગયા સખી! ધર્મગોપ્તા,
તે ગાય વંશ વિધુની ગુણવંત ગાથા.

૨૫ શું સ્થૂલ સૂક્ષ્મ લહરી નથી એક પૂરે?
શું સ્થૂલ નેત્ર નવ ચેતનમંત્ર વાંચે?
શું સૂક્ષ્મની ન વશી સુન્દરતા સ્થૂલોમાં?
શું સ્થૂલમાં ન ઉભરે ચિર ચેતનત્વ?

જોયું અમે ગિરિકણે, સ્થૂલની શિલામાં,
૩૦ જોયું અમે ઉંડું ઉંડું, અદ્‌ભુત દીઠું;
તે એક શૈલકણના ઉરમાંહિં જોતાં
ઇતિહાસવાહી લીધ દર્શન ત્યાં પ્રભુનાં.

આદ્યન્ત આ જગત્ જીવનને ભરીને
ઘોરે અઘોર નીર સાગર કાલ કેરો;
૩૫ ને તે મહા કમલની દલ પાંદડીમાં
મોંઘો સખી! પરમ બ્રહ્મપરાગ ઉડે.

મારી છલંગ સખી! સાગર એક કૂદ્યા;
નિહાળ્યું ભારત સુસાત્વિક વન્દનીય:
નિહાળી શ્વેત ગિરિમાળની હિમભૂમિ,
૪૦ ને સાધુ સાધ્વીની દીઠી મહિં શિવ રેખા:

ઓળંગી એ હિમભૂમિ, જલધિની ઝાડી,
આહ્‌લાદિની વિચરતી દીઠી ધર્મધેનુ;
ત્યાં નિરખી સુભગ રાઘવપાદ લંકા,
ને વીરવીરી બટુકો મહિં સ્તોત્ર ગાતાં.

૪૫ સિદ્ધાર્થ દેવ દીધ ભારતી એક વત્સા,
પોષી સહર્ષ સુરનન્દિની ચંદ્રગુપ્તે;

દે ખંડ ખંડ દુખ રાજર્ષિ અશોક;
સૌ એક શૈલકણમાં ગૂઢ પ્રાણ ! દીઠું.

ગાલે ઢળે નમણી પાંપણ અર્ધ મીંચી,
ઢાંકે પુનઃ પુનઃ પાલવ ઉરદેશ;
સંકોરી કોર સરતી કરવેલડીએ;
તેના નથી રસિક શાસ્ત્રીય ભાષ્યકારો !

દીઠી શિલા મહિંય સાગરની સમૃદ્ધિ,
દીઠો સ્થૂલે મહત્ ચેતન ઓઘ વ્હેતો:
૫૫ તો શૈલને જડ પછી વદવું સખી! કાં?
તો શૈલને જડ કહી સખી! નિન્દવું શું?

જ્યોતિ ઝીલી મહતભાવ દિનેશ કેરી,
સત્કારી સપ્રભ વિશાલ કૃપાની ધારા,
ચાલ્યા અમે પછી પીતાજ વરેણ્ય ભર્ગ,
૬૦ આતિથ્ય દેવકુલનું સખી ! યાચવાને.

'કેટલાંક કાવ્યો' ન્હાનાલાલ

❦

૬૨

## दिव्य मंदिर तथा लेख

( રોળાવૃત્ત )

માનવરાજે રચ્યાં મન્દિરો કીર્તિ કાજે,
કાળમહોદધિ મહિં કહિં લુપ્ત થયાં આજે;
કરતા કીર્તિસ્તંભ ઉભા અમર નામ કરવા,
સહસા તે ભૂકમ્પ ગળી લઇ જાતા ગરવા;

૫ ન રહે નામ નિશાન, રાનમાં રહે રખડતા,
શિલાખંડ થઇ ચૂર્ણ જગોજગ મૃતસમ પડતા.
અચળ કીર્તિને કાજ કોતરી રાખ્યા લેખો,
ઘસાઇ ભૂસ્યા આજ દટાયા ધૂળમાં દેખો

એક અચળ ને ભવ્ય વિશ્વમંદિર આ ભાસે,
૧૦ અનુપમ ઘુમ્મટ વ્યોમતણો જેનો ચોપાસે.
એક પુરુષ મહાન તણી એ કીર્તિ ગાએ--
નિરખી શકે રૂડીપેર અહીં જન કો વિરલા એ.

વિધવિધ લખિયા લેખ દિવ્ય ભાષામાં ભારે,
એક પુરુષ મહાન તણાએ ગુણ ઉચ્ચારે;
૧૫ અનુપરૂપ એ લેખ દીસે જગ રચના માંહિ.—
નભ પટપર તારકા–લેખ ચળકંતા ક્યાંહિ.

કહિં કહિં સંધ્યા–અભ્ર–રંગના લેખ સુહાતા,
કો ઘડી ઇંદ્રધનુષ્ય–વર્ણના લેખ જણાતા;—
એમ નિરંતર વિવિધ લેખ રચના રહે દીપી,
૨૦ વાંચી શકે કો વિરલ દિવ્ય અદ્‌ભુત એ લિપિ.

દેશાટન કરી ભવ્ય મંદિરો ભલે ન નિરખું,
ગૂઢ લેખ લિપિ ભેદ ભલે હું ઉકલી ન શકું:—
મહાન મંદિર એક નિરખવા દૃષ્ટિ ચાહું,
દિવ્ય પુરુષના લેખમાગું શક્તિ ઉકલવા હું.

'કુસુમમાળા' નરસિંહરાવ

## ૬૩

# तापी नदीना पूल पर

( સવૈયા. )

સબળ પગોથી તાપી નદીને ચાંપીને ઉભો આ પૂલ,
જે દુખિયા સાવિત્રિ સમ નીચે લંબાઇ પડી છે અનુકૂળ !
ઉર્મિ કંઇ કંઇ ઉરમાં ઉઠતી, બડબડ કરતી વ્હેતી જાય,
પણ શાંતિની ધોળી સાડી હમણાં તો ઢાંકે છે કાય !

૫ મનુષ્યની સબળી શક્તિનો પૂલ અહીં આ આપે ભાસ,
એ પૂલની પીઠે ઉભો હું આશ્ચર્યે ભેળુ ઉલ્લાસ;
ઇશલીલા સાથે અહિં કેવી માનવલીલા છે જોડાઇ !
એ મહિમાના સ્તોત્ર ઉચરવા મુજ રસના તલ્પે છે આંહિ.

જડ મતિ ને ઝાંખી ચક્ષુનો, ઉભો રહિ અહિં નવ લવ જોય,
૧૦ નહિં જેની આંખોમાં ઉરમાં, એ પ્રતિબિંબ પડેલું હોય !
તે આ નદીની લહરી જેવો જગમાં ધસડાતો અથડાય,
તેને માટે બંધ કીધેલી આ લીલા-પોથી દેખાય !

સાંઝ તણી શોભાનો કેવો શહેરે તો કીધો શણગાર,
એને જોતા હસતો પેલો સૂરજ ઉતરે પશ્ચિમદ્વાર !
૧૫ ને સજ્જનની મૈત્રી જેવા આ વધતી છાયાની સાથ,
વિધવિધ આકૃતિ દેતો તેને લાડ કરે છે શો રવિનાથ !

નદી જળપર ગાતો અથડાતો શીતળ થાતો વાય સમીર.
ને આ પૂલપર ભેટે મુજને, ભેટે રમણી જેમ અધીર-
પ્રેમે મુજ હૃદયે સળગાવે કૈંક વિચારો કેરી જોત,
૨૦ જે સંસાર દુઃખોપર ઘડીભર નાખે નિજ માયાળુ ઓથ !

એ પણ ઘડીભર સ્વર્ગતણું સુખ સમિરે આજ ચખાડયું એમ,
મુજ જેવા વળી કૈંક હ્રદયપર એજ સમિર દાખવતો પ્રેમ;
એવી એની મધુર લપટમાં તો આ પૂલ ઉભો છે શાંત,
ને એની શોભામાં રંગો પૂરે સાંઝતણું એકાંત!

૨૫ આકાશે રમતાં વાદળ ત્યાં જળમાં તરતાં વાદળ જોય,
એ બેની વચ્ચે રહી એમાં પૂલ પરમ પ્રીતિગુણ પ્રોય!
એ પૂલ જેવો જુઓ આપણું વર્તમાન જીવન દે ભાસ,
ભૂત ભવિષ્યતણાં જીવનની ગુહ્ય કડી છે જેની પાસ!

એહ કડીનો મર્મ સમજવા નભને જોતું ઉછળે ઉર;
૩૦ ને નભનું અમીહાસ્ય ઉતરતું મુજ હ્રદયે ઠરી આપે નૂર!
એહ પ્રકાશે મનુજ જીવનનાં કૈંક રહસ્ય ઉકેલું આજ,
જે આ મ્હારા અલ્પ જીવનનું દોરી જશે અતિ દુર્ઘટ રાજ;

એવી આકાશી શાંતિમાં પૂલ ઉપર પામું ઉલ્લાસ,
જાણે ઘડી આ મુજ માટે ત્યાં નભપરથી મોકલી છે ખાસ,
૩૫ જે આ સૂર્ય ઉપરથી થઇને સ્વર્ગતણું વેરે છે તેજ,
એમાં આજ અદલ ઇશ્વરની પ્રગટ પિછાન કરૂં છું સ્હેજ!

'વિલાસિકા' અ. ફ. ખબરદાર



૬૪

## કબુતર

(શિખરિણી)

સુખે ચાલ્યો જાતો દિવસ સુખમાં ના ગત થશે!
મળ્યા અલ્પાનન્દો મનુજ દિલને તે ખરી જશે!
રહેશે રોવું! તે રૂદન મનુનું બાન્ધવ ખરૂં;
બધું વ્હાલું બીજું મરણ શરણે જાય વહતું.

૫ હતું મેં પાળ્યું ને કબુતર રહ્યું'તું ઘુઘવતું,
ઉછેર્યું'તું પ્રેમે, કનકમય આ પિંજર પૂર્યું;
પહેરાવ્યાં મુક્તાજડિત રૂડલાં ઝાંઝર પગે,
ફરંતું ભોળું તું સુરખ પગ ન્હાના ઠમકતે !

અરેરે ! પૂર્યું કાં ? જડ જનક પ્યારૂં ન તુજને,
૧૦ સુવર્ણે લોભાયા કૃપણ શઠ એ તો જન અમે;
તને લીલી વ્હાલી ઘટ વનઘટા નીલમ સમી,
ગણે મોતી હીરા વિભવ રચના તુચ્છ સઘળી.

તને બંધે નાખ્યું ! દિલ મતલબી કાં મુજ થયું ?
અરે ! તોયે ત્હારું મુજ પર હતું વ્હાલ અધિકું !
૧૫ અહો ! ત્હારૂં હૈયું પ્રણય રસ ભીનું પરગજુ,
દુઃખી હું હોઉં તો મન રીઝવવા નૃત્ય કરતું !

તને કેદી કીધું ! હૃદય મમ પ્રેમે ન સળગ્યું !
હતું સ્વચ્છંદી તું, પરવશ કર્યું મેં અહ પ્રભુ !
મનુષ્યો સંહારી સુખદ રતિ બંધો કુદરતી—
૨૦ અરે ભોળા પ્રાણી ઉપર ચલવે રાજ્ય જુલમી !

'કેકારવ' — કલાપી

❖

## ૬૯

## एक वेलिने

( મંદાક્રાન્તા )

ધીમે ધીમે કુંપળ કુંપળે પત્ર પત્રે વળીને,
ટીશી ટીશી તરુ વિટપમાં ગૂંથણી કાંઈ ગૂંથે;
મીઠી વેલી ! તુજ વળ દીસે નિત્ય નિત્યે નવીન !
ત્હારૂં હૈયું વધુ વધુ સદા સ્નેહમાં થાય લીન !

૫ ન્હાની ન્હાની તુજ ગતિસમો રાહ આ જીન્દગીનો,
તોફાનો કે ભભક રવની કોઇ દી માત્ર ભાસે;
ત્હારી પાસે ગણુ ગણુ થતા જંતુઓ નિત્ય ગુંજે,
મ્હારી પાસે જગત સઘળું નિત્ય ગુંજ્યા કરે છે.

પર્ણો તાજાં ચડી, ખરી, ચડે એકની એક ડાળે,
૧૦ ને આલંબે તરૂવર તણો નિત્યનો એક તાર;
ટેકો મ્હારો મુજ હૃદયની એક મૂર્તિ પરે છે,
તે પાસેથી સુખ દુઃખ સદા જાય ચાલ્યાં ઝપાટે.

તું પત્રો ના તુજ કદિ ગણે, હુંય મ્હારાં ગણું ના,
કિન્તુ તેનો કુદરત મહીં કાંઇ છુપો હિસાબ;
૧૫ ક્યાં ? શા માટે ? પ્રભુવીણુ નકી કોઇ જાણી શકયું ના,
ઊંડાં કાવ્યો, ફિલસુફી વળી કાંઇ શંકાજ માત્ર.

તુંમાં હુંમાં અરરર ! પણ આ કાંઇ જૂદું જ ભાસે,
ત્હારા મ્હારા પગ મહીં દિસે ભિન્નતા એક ઊંડી;
તું ચાલે છે સતત ગતિએ, કૂદતો ચાલતો હું.
૨૦ ધક્કા મારે કુદરત મને, દોરતી માત્ર તુંને.

હું ચોટું છું મુજ જિગર જ્યાં એક દી શાંતિ પામે,
નિઃશ્વાસો સૌ જનહૃદયના ભૂતકાલે વિરામે;
નિર્માયો છે તુજ જીવનને એકલો વર્તમાન,
" ઊંચે જાવું" તુજ હૃદયને એટલું માત્ર ભાન.

'કેકારવ' કલાપી

## ૬૬

## [illegible] संबोधन

સુરતાની વાડીના મીઠા મોરલા!
ઉછળતા શા ઉર સાગર ઉલ્લાસ જો!
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા:
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો!
૫ સુરતાની વાડીના મીઠા મોરલા!

આંજે ને અજવાળે આંખડલી સખી:
અન્તર ઉપર ઉઘડે આલમ નૂર જો!
"હેત હૈયાનાં વહતી વાજે વાંસળી"!
ઉડે સ્વર આકાશે અન્દર દૂર જો!
૧૦ સુરતાની વાડીના મીઠા મોરલા!

નન્દનવનના પ્રાસાદોની ટોચથી
મધુરી કેકા આજે શી ઉભરાય જો!
સુરભીઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો!
૧૫ સુરતાની વાડીના મીઠા મોરલા!

"તત્ સવિતાનું ભર્ગ વરેણ્યં ધીમહિ!"
ગાયત્રીનો જૂનો ભેદક મન્ત્ર જો!
આજે અન્ય પ્રકારે આ માથું નમે:
નમતો સાથે આત્માનો એ તન્ત્ર જો!
૨૦ સુરતાની વાડીના મીઠા મોરલા!

કાન્તનો 'પૂર્વાલાપ' મણિશંકર

## ૬૭

# राजर्षि

( લાવણી )

મ્હેં ચિંતા સર્વે તજી આમને દ્વારે,
તો ચિંતા મ્હારી સજી રહે પ્રભુ ભારે;
મ્હેં મુકી વાસના સર્વે અરણ્યે જ્યારે,
તો પુષ્પ વાસના મને વધાવે પ્યારે.

૫ હું છોડીને ઘરબાર થયો વનરાજા,
મ્હેં મૂકી લાજ, તો ધરે સત્ત્વ મુજ માઝા;
તજિ નિરસ અન્ન હું જમું મિષ્ટ ફળ તાજાં,
તજિ કુટિલ વેણુ હું શુણું અનાહત વાજાં.

સંગેમરમરની શિલા સુંવાળી સારી,
૧૦ નવપલ્લવ-રૂથી ભરી સુપુષ્પ પથારી;
તકિયો ચંપકની લતા તણો શુભકારી,
ત્યાં સિંહાસન હું કરૂં અચલપદ ધારી.

ઘટ ભવ્ય વૃક્ષની ઘટા છટાથી રહે છે,
મુજ ઉપર દિવસ ને રાત છત્ર ધરી રહે છે;
૧૫ મૃદુ પુષ્પ સ્વાદુ ફળ દઇ મને રીઝવે છે,
ક્ષણ ક્ષણ ચાલવતાં હાથ વારણાં લે છે.

કોકિલા મેના પોપટી ચમર ઘારે છે,
"કિલ કિલ" બોલી કલ્લોલ લોલ લલકે છે;
પારાવત રસિલો સર્વ હજુરી બને છે,
૨૦ મુજ અમળ કેફથી મત્ત નિરંતર રહે છે.

વળી શીતળ મંદ સુગંધ સમીર વહે છે,
પંખો મુજ ઉપર કરી અદ્રષ્ટ રહે છે;

## ૯૫

નિર્ઝર ઝર ઝર ઝર કરી મને સેવે છે,
શીતળ ને સ્વાદુ શુદ્ધ સલિલ ધરે છે.
૨૫ સુંદર અંબરને ધરી રકત વિચરે છે,
શશિ સૂર્ય અહોનિશ મને મશાલ ધરે છે;
રજનીમાં ચાંદીતણું, હેમનું દહાડે,
મુજકાજ બિછાનું કરી પ્રહર્ષ પમાડે.

છે જગકર્તાનો એક આશરો મ્હારે,
૩૦ તો વેર ઝેર તકરાર મળે ન લગારે;
રહી અષ્ટ સિદ્ધિ નવનિધિ બની મુજ દાસી,
હું અનન્ય હરિનો ભકત રહ્યો વનવાસી.

'સુમનગુચ્છ' દોલતરામ



## ૯૮

## આશા

આશા એ શબ્દ કેવો મધુર રૂચિર છે હર્ષ આનંદવાળો !
અંધારૂં ખેદ કેરૂં અરૂણ બની બધું આવતાં કહાડનાર;
ઉલ્લાસે ઉડતા છે સુખી હૃદય તણા પક્ષીનો એહ માળો,
આશા છે કલ્પવૃક્ષે કળી કુસુમતણી કામ જે આપનાર.
૫ ભાવો જે છે સહુ હૃદયના રૂપ આશાતણાં તે,
સર્વે ઇચ્છે તરસ છીપવા ચિત્તમાં અંગમાં કે;
હર્ષો સાથે પરમ સુખની 'પ્રેમ' છે ઉષ્ણ આશા,
એ આશા જ્યાં સુખદ બનવા પીગળે તે 'કૃપા' ત્યાં.

આશા મીઠી પ્રાપ્તિથી છે વધારે,
૧૦ આશા સાચો મિત્ર છે દુઃખ વેળા;
માર્ગે આણે લોક ભૂલા પડેલા;
મધ્યાન્હે તે કંઠમાં નીર સારે.

આશા મોટાં કામ કરાવે જન પાસે,
રામે બાંધ્યો તે પુલ સીતાતણી આશે;
૧૫ પાંચાલીની આશથી પાર્થે મચ્છ ચીર્યો,
ઘુમ્યો આશે કીર્તિની સીકંદર વીરો.

આશા ન હોય કશી તો જીવવું નકામું,
સામાં નિશાન વિણનું સહુ તાકવાનું;
આશા નથી, પછી બધાં સુખ કામનાં શાં ?
૨૦ આશા વિના નૃપતિની સ્થિતિ બદ્ધપાશા.

અતિ ગહન નદી છે મોહ તૃષ્ણા તણી એ,
નિજ કવિપદ છોડયું, એમ જેણે કહીને;
ખબર ન હતી તેને—ગાઢ સંબંધ અંગે,
રસમય કવિતાને તે સદા આશ સંગે.

૨૫ આશાનું મુજ ચિત્તમાં સ્મરણ હું પ્રેમે કરૂં સર્વદા,
તેને આવતી દેખી ધન્ય બનું છું ઉન્મત્ત ઉલ્લાસમાં;
આશાને સહુ રીતથી ખુશી કરૂં કે રહે સમીપે સદા,
તેનો મંગલ હસ્ત શીર્ષ પર હું માગું સુખી રાખવા.

આશાના બહુ તર્ક જ્યાં એવાં બાંધું રમ્ય,
૩૦ આવે વિચાર મૃત્યુનો,—આશા સર્વે શૂન્ય !
આશા સર્વે શૂન્ય નામ સુણતાં મૃત્યુનું,
મૃગ સહુ ભાગે જેમ ગર્જન થાતાં સિંહનું.

શોધી કહાડું વિષાદ, આશા ન દેખું કશામાં,
મૃત્યુતણો શો ત્રાસ, જનતણા હવાલ આ શા !

**રમણભાઇ**

❦

## ૬૧

## ફુલ વીણ, સખે !

( તોટક )

ફુલ વીણ, સખે ! ફુલ વીણ, સખે !
હજુ તો ફુટતું જ પ્રભાત, સખે !
અધુના કલી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દિસશે !
૫ સુમહોજ્જ્વલ આ કિરણો રવિનાં,
પ્રસરે હજુ તો નભ ઘુમ્મટમાં.
ન વિલંબ ઘટે;
કંઇ કાલ જતે,
રવિ એ પણ અસ્ત થવા ઢળશે.
૧૦ નમતાં શિર સૌ કુસુમો કરશે,
પછી ગંધ પરાગ નહિ મળશે !
ફુલ વીણ, સખે ! ફુલ વીણ, સખે !
હજુ તો ફુટતું જ પ્રભાત સખે !
નકી ઉત્તમ અગ્રિમ કાલ, સખે !
૧૫ ભર યૌવન આ હજુ રક્ત, સખે !
ગતિ કાલની ચોક્કસ ન્હોય, સખે !
ભરતી પછી ઓટજ હોય, સખે !
ફુલ વીણ સખે !
તક જાય, સખે !
૨૦ ઢળતી થઇ તો ઢળતીજ થશે,
રજની મહી ચંદ્ર ઉગે ન ઉગે:
હજુ દિવસ છે,
ફુલડાં લઇ લે;

ફરી લે, રમી લે, હસી લે, તું સખે!

૨૫ મૃગલાં રમતાં,

તરૂઓ લડતાં,

વિહગો ઉડતાં,

કલીએ કલીએ ભ્રમરો ભમતાં;

ઝરણું પ્રતિ હર્ષ ભર્યું કૂદતું,

૩૦ ઉગતો રવિ જોઈ ન શું હસ તું?

પછી કેમ વિમાસી રહ્યો તું સખે!

ફુલ વીણ, સખે! ફુલ વીણ, સખે!

હજુ તો ફુટતુંજ પ્રભાત, સખે!

'કેકારવ' કલાપી



## ૭૦

## બોધ

(ગઝલ)

ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ અતિ પ્યારૂં ગણી લેજે.
દુનીઆની જૂઠી વાણી વિશે જો દુઃખ વાસે છે;
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દેજે.

૫ કચેરી માંહિ કાજીનો નથી હિસાબ કોડીનો;
જગત્ કાજી થઇને તું, વહોરી ના પીડા લેજે.
જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહિ ભાસે;
ન સારા કે નઠારાની જરાએ સંગતે રહેજે;
રહેજે શાંતિ સંતોષે સદાએ નિર્મળે ચિત્તે;

૧૦ દિલે જે દુ:ખ કે આનંદ કોઇને નહિં કહેજે.
વસે છે ક્રોધ વૈરી ચિત્તમાં તેને તજી દેજે;
ઘડી જાએ ભલાઇની મહાલક્ષ્મી ગણી લેજે.
રહે ઉન્મત્ત સ્વાનંદે, ખઇ એ સુખ માની લે;
પીએ તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.

૧૫ કટુ વાણી સુણે જો કોઇની વાણી મીઠી કહેજે;
પરાઇ મૂર્ખતા કાજે મુખે ના ઝેર તું લેજે.
અરે પ્રારબ્ધ તો ઘેલું રહે તે દૂર માગે તો;
ન માગે દોડતું આવે, ન વિશ્વાસે કદિ રહેજે.
રહી નિર્મોહી શાંતિથી, રહે એ સુખ મોટું છે;
૨૦ જગત્ બાજીગરીનાં તું બધાં છલ્બલ્ જવા દેજે.
પ્રભુના નામનાં પુષ્પો પરોવી કાવ્યમાલા તું,
પ્રભુની પ્યારી ગ્રીવામાં પહેરાવી પ્રીતે દેજે.
કવિ રાજા થયો શી છે પછી પીડા તને કાંઇ;
નિજાનંદે હમેશાં બાલ મસ્તીમાં મઝા લેજે.

**બાળાશંકર**



## ૭૧

## સ્મૃતિ.

( તોટક )

દિન એક ગયો ! પછી લાખ ગયા !
શિરમાં પળીયાં પણ આવી ચુક્યાં !
ઉરનું જળવુંય શમીજ જશે !
પણ તે ચટકું ફરી ક્યાં મળશે ?

૫ દિન રાત સદાય જળ્યા કરવું;
સહતાં સહતાં પણ કેમ સહું !
સહશું ! રડશું ! જળશું ! મરશું !
સહુ માલિકને રૂચતું કરશું !

કંઇ બાકી રહ્યું ? હરિ ! યાચી લઉં !
૧૦ ન સુકાવ ભલે જલ નેત્ર તણું !
પણ તે દિનને વિસરાવીશ ના !
સ્મૃતિ તે રહી તો દુઃખ લાખ ભલા !

'કેકારવ' કલાપી



## ૭૨

## एक बालकीना मरण विषे

દિવ્ય લોકની કોકિલા બાળકી ! તું આંહિ,
આવી જીવન-ઉપવન વિષે, ઝટ ઉડી ગઇ ક્યાંહિ ?
ધન ગિરિમાળ સુવર્ણની જેમાં ત્હારો નિવાસ,
ઉતરી આવી તું ત્યાં થકી મંદભાગ્યની પાસ—દિવ્ય.
૫ નવ જાણ્યો મંદબુદ્ધિ મ્હેં ત્હારો અમૃતાધિકાર,
તે થકી શું તું રિસાઇને ચાલી ગઇ નિજ દ્વાર.—દિવ્ય.
અથવા ઘડી ઘડી સાંભરી ભૂમિ ઉજ્જવલ ત્હારી,
કરવા નિરંતર ગાન ત્યાં ચાલી કોયલ મ્હારી ?—દિવ્ય
લોક લવે મુજ કોકિલા ! ક્ષુદ્ર પંખિડું હતું
૧૦ શી હાનિ ? શોક શો ? એ જતાં. છોને નિંદ્રામા સૂતું—દિવ્ય.
પણ મુજ હૃદયકુંજમાં ઉંડી વશી ગાયાં ત્હેં ગાન,
જે શ્રવણે પડી મ્હેં પીધાં કંઇ અમૃતનાં પાન—દિવ્ય.

એ ઉપકાર ઓ કોકિલા ! કેમ વીસરે આ વાર ?
એહ સ્મરી નવ ઢાળું શું ઝીણાં આંસુ બે ચાર—દિવ્ય.
૧૫ અમર ભૂમિને આંગણે દિવ્યગાન ગવાય,
સુણીને તે તુજ મુખપરે મીઠું સ્મિત લ્હેરાય.—દિવ્ય.
તે સ્મિત પાન કરી કરી દિવ્ય ભૂમિ મેં ઝાંખી,
એ ઉપકાર ઓ બાલુડી ! સ્મરણે રહીશ હું રાખી.—દિવ્ય.
આવી દિવ્ય મુજ કોકિલા જાતાં ઉડી એકાએક,
૨૦ કેમ નયનમાં ના સ્ફુરે અમૃતાશ્રુની રેખ ?—દિવ્ય.
અંધારા આ હૃદયકુંજમાં ધ્વનિ દિવ્ય ગભીર,
ઉજ્જવળ તુજ ગાનના હું તો ભાવે ધારીશ ધાર.—દિવ્ય.

'હૃદયવીણા' નરસિંહરાવ

❦

## ૭૬

## ધા સુણીએ

ધા સુણીએ રે દુખીઆંની વાહાલાં !
બંધુ બનીએ...............
બંધુ બનીએ રે એનાં
બેલી બનીએ...........ધ્રુવ.
૫ એકજ જનનીના જાયા, એકજ શિરછત્ર છવાયા,
રંક ભાંડુનાં રખવાળાં લેઇએ. ધા સુણીએ.
બેલડીઆં બાંય બરોબર, રહેવા સરજ્યાં શું સહોદર,
દુઃખે દુખીઆરાં આળાં અંતર ચાંપીએ. ધા સુણીએ.
દુખીઆનાં ફેડી બંધન, રચી ઉર આંગણ નંદન,
૧૦ દીનને દ્વારે દયાસાગર રેલીએ. ધા સુણીએ.

દુખીઆનાં દેવ સહાયક, દીનનાં તો સંતન સેવક,
રંકને પગલે પ્રભુલીલા ન્યાળીએ. ધા સુણીએ.
સૈયારી મિજલસ ભરીએ, હૈયાને હેલે ચડીએ,
વિભુની વ્હાલપનાં રૂડાં જ્યોતિ વંદીએ. ધા સુણીએ.

'લલિતનાં કાવ્યો' લલિત



## ૭૪

## ક્યાં છે મજા ?

( ગઝલ )

કયાં છે મજા ? કયાં છે મજા ? કહે તું મુસાફર ખલ્કના !
દુનિયા મહિં કયાં છે મજા ? માની લઉં શામાં મજા ?
છે કયાંઇ ખાણુ ખુશાલીની આ ખલ્કને કોઇ ખુણે ?
દેખાડી દે ? જો હોય તો, ખોદી લઉં ત્યાંથી મજા ?
૫ આલમ શુણે બ્હેરી ન ગાણું ગ્રાનનું દરિયાતણું !
તે દુઃખ પોતાનું રડે તો માની લઉં શામાં મજા ?
રોવે હસે અસ્થિર ભૂત શોધે ન 'શું કયાં સત્ય છે ?'
દુઃખભાર લઇ મુંગી ફરે ધરતી, લઉં શામાં મજા ?
ત્યાં આસમાને આભલાં જુદાં જુદાં કંઇ ચકચકે,
૧૦ સમજે ન કો તેથી નિસાસા સૌ ભરે ! શામાં મજા ?
દરિયા મહીં–ધરતી મહીં–ત્યાં આસમાન મહીં ઉડે,
કહે તખ્ત ખુશાલીતણું,–શું કામની પણ તે મજા ?
છે ત્યાં ગયાં ભૂત તો હજારો માણવા જ અખૂટ મજા,
સાથે લઇ પાછાં ફર્યાં દીઠાં નહિ, તો કયાં મજા ?

૧૫ વર્ષા બિચારી ગર્ભિણી સ્હેતી પ્રસૂતી વેદના,
પછડાય ચીસો પાડતી ને ગર્ભ જળ રૂપે પડે;
થીજાય શિયાળા મહિં સીઝાય ઉનાળા મહિં;
દુનિયાં બધી એમ જ પીડાતી દેખું છું, તો ક્યાં મજા?

ખુબસુરતી આલમતણી હસતી ખીલે જે કારમી
૨૦ દેખું હું, પણ કરમાય ક્ષણમાં! માનું તો શામાં મજા!
શુણવા કહે, અવલોકવા કો, વાંચવા કોઇ કહે;
હું મ્હાવરો રાખું ઘણો, તેમાં ન આવે પણ મજા!
આલમતણી મેં ચોપડીનાં ફેરવ્યાં પાનાં ઘણાં!
માલિકના ડહાપણ થકી સમજુ થયો, પણ ના મજા!
૨૫ હું ગાન દુનિયાનું શુણું અવલોકું સારી ખલ્કને!
જાણી લઉં છું ભેદ સઘળો, ત્હોય તેમાં ના મજા!
જીગર વિના તનહા ફરૂં તેથી ન આવે રે! મજા,
આ ઇશ્ક વિણ રોતું ન માને દીલડું ક્યાંઇ મજા!
ઉડી ગયેલા નૂરથી ઝાંખો ફરૂં જનમંડળે,
૩૦ ધારી ફકીરી હું પુકારૂં, "નૂર! ઓ મુજ નૂર ક્યાં?"

શુણે ન કો! રડતું જુએ ના મુજ હાલત આલમે!
દેખુંજ તેને રડતી હું તો દુનિયામાં ક્યાં છે મજા?
દુનિયાં મહિં ભાઇ! નથી—ક્યાંઇ નથી—કાંઇ મજા?
ગમગીનીનો ભંડાર આ છે,—માનું તો શામાં મજા?
૩૫ જીદંગી છે જ્યાં સુધી સ્હેવું બધું રે! ત્યાં સુધી,
આ જીંદગી પૂરી થશે તો આવશે ઉંચી મજા!
સ્મરવાં ગયેલાં સ્નેહીને, રડવાં ગયેલાં સ્નેહીને,
ભગ્નાશ જીવિત મુજ એ છે! હાલ તો કહો તે મજા!

કહો તે મજા કે દંભ કે મૂર્ખાઇ ડહાપણ જે ગમે,
૪૮ અવસાન સુધી હૃદય મુજ તેમાં જ માની લે મજા!
અવસાન બાદ ઉડી જતાં અકળિત અગમ્યજ સ્થાનમાં,
આ ખલ્કમાં નથી ક્યાંઇ એવી કરીશ ત્યાં સાચી મજા!

'લલિતનાં કાવ્યો' લલિત



૭૯

## कूर्मावतार अथवा समुद्रमंथन
## अने
## विष विसर्जन अने सुधापान

( શિખરિણી )

ઉડે છે ચોપાસે બુદબુદવતું ફીણ ઉજળું,
જળે મતું તર્તું ભિન્ન રસિ રવૈયે નિગળતું!
ન ગોળો ક્ષીરાબ્ધિ ધમ ધમ અવાજે ધુધવતો!
ન નેત્રાં વાસુકિ ગરલ વિકસી મુખ વમતો!

૫ રવૈયો એ શાનો? અધર ઉછળે મંદર ગિરિ!
સમેટી સામગ્રી, વિધિ બધિ પરાણે પુરિ કરી!
ગઇ રિદ્ધિ સિદ્ધિ નિધિ પ્રલયમાં ખેંચાઇ ગઇ,
નહિં તો હેં! ક્યાંથી સુર અસુરની ગાંઠ પડવી?

અમે મ્હોટા તે શું પકડિ પુછ પાછા પડિ રહું?
૧૦ મુખી મ્હોડે સોહું! ભવતુ! વિષનું વર્ષણ સહું!
ન લક્ષ્મી, ના શક્તિ, પરવશપણું ત્યાં શું ન ખમે,
ન તાળી કૈં વાગે સુરનિય કરે એકથી ક્યમે!

શું મચ્છો શું કચ્છો, મકર ઝષ તિમિંગળ પડે!
વલોવાયે વારિ ઉછળિ ઉડિ અન્યોન્ય અથડે!
૧૫ ન ફાવે, ના આવે સુખ મથનમાં શુંય કરવું?
વરાંસે, વિમાસે! હરિ મદદ દે! કૂર્મ શરણું!!

હજારે હાથે એ ધ્રુજત ગિરિ થંભાવિ ધિરવે!
અહા આ શું બાંલે? જગત પ્રજળાવે વળિ હવે?
બળ્યું આ સીજાવું! જવું કહિંય? કો ઝેર જીરવે?
૨૦ વિના શંભુ! વાણી અગમ થઇ! પી કંઠ જીરવે!!!

ખમ્યા હા! આઘાતો–જ્વલત વિષ ફૂંકયે નહિ વળ્યું!
હવે ધીરે કાઢે કૃપણ ધન સાંચ્યુંય સઘળું,
પણે કાઢી કોરો ધવળિત દિશા પૂર્વ શું કરે?
રૂપેરી કે વાંકો વિધુ હર લલાટે જઇ ઠરે?

૨૫ અહિં ઉર્મિ પ્રસ્થે ધનુષ, કમલા, શંખ મણિ છે,
વરે બીજી વિષ્ણુ! અત્તર કર રે, કૌસ્તુભ હૃદે!
તથા પારિજાત દ્રુમ, રમણિ રંભા અપસરા,
લિધાં ઇંદ્રે હાથી અદ્ભુત કળે કામ દુહગા!

અહા! ઝડપે સૂર્યે ઉદધિ હય એ સમ મુખને
૩૦ રહ્યું ત્યારે છે શું પ્રબળ હરણે આપણું કહો!
ઉઠો ટૂટો લૂંટો દશ રતન જે છેતરી લીધાં!
ઉભા રહો આ શું છે અસુર ન જવા દો! મિઠિ સુરા.

વધી મસ્તી પીતાં ધસત અહ ધન્વંતરિ સ્ફુર્યે,
સુધા–કુંભ–પ્રાપ્તિ ત્વરિત કિધિ દૈત્યે બલ ભરે!
૩૫ વિકાસી મ્હો, આંખો ચકિત, ધ્રુજતી દેહ–લતિકા,
હતા ગંડૂ મૂળે મરકટ–સિડી જ્યાંહ મદિરા!!!

ન સારા સંતાપે પ્રબળ ન દમે દુષ્ટ દનુજો,
ન આર્યો દસ્યુથી વ્યથિત ચિર રે', શ્રેષ્ઠ મનુનો,
સદા જ્યાં જાતે છે મતિ વિભવથી મુક્તિ નયન,
૪૦ સદા જ્યાં રાજે છે સુજન વન છાયાંકિત ધન!

(અનુષ્ટુપ છંદ)

ધન્ય એ મોહિની માયા! અમરત્વ પ્રદાયિની!
આર્ય–સંપત્તિ–સંદોહી! દુષ્ટ ભેદ વિધાયિની.

'કુંજવિહાર' ઉ૦ ઉ૦ ધ્રુવ

*

## ૭૬

## ખેતી.

—હિંદ દેવીની પોતાના બાળકોને શીખામણ.—

( સવૈયા )

૧

રાજકાજ મૂકોની પડતાં, નાખી નજર જ્યાં પુગે નહી,
દરિયાપારે ગિરિયો પાછળ રાજરમત સંતાઇ રહી,–બાલક મ્હારાં.
શસ્ત્ર અસ્ત્ર ફેંકી દ્યો અળગાં, કર્યો ઘાવ જ્યાં ફળે નહીં;
આગ વીજના ગોળા ફાડે પર્વત, તમ કયમ શકો સહી?–બાલક
૫ અને વળી નાકાંઓ ઘેરી જોનબુલ ઉભો હરિરાજ,
ફિકર તમારે રાજકાજ કે શસ્ત્ર અસ્ત્રની શી છે આજ?–બાલક

૨

વેદ પુરાણુ મહાવિદ્યાઓ મુકો ઉંચી છાજલીએ હાલ,
કુલમ વીણા ને એવી મોહનીમાં પડવાનો નથી આ કાલ.–બાલક
જંગી સંચા જગવ્યાપારો તમે ન હજી ખેડી શકશો;
૧૦ ગજું તમારૂં વિચારશો કે આંખ મીંચી ફોકટ મથશો?–બાલક

અને વળી એ વિદ્યાઓ એ કલા અને એ વ્યાપારો;
કાલાતીત, ગમે તે કાલે, શકિત છતાં કરવા વારો–બાલક

૩

પેટ પુરૂં મળતું નથી તમને, બાલ તમારાં સૂકાં તને,
જુવાન ફરતા ઘરડે વદને, સ્ત્રિયો ન જાણે જોબનને.–બાલક
૧૫ મહારોગ ને દુષ્કાલોએ નવો કેર વળી વર્તાવ્યો,
દિવસ દિવસથી બારીક આવે, કલિયુગ ૫રે ફુલ્યો ફાલ્યો–બાલક
કુદરતને માનવની જોડી એકમેકથી હસે ફુલે,
ચકવા જોડી એજ ખરી છે, વિયોગથી કરમાય ઝુરે,–બાલક

૪

પુરાણ પૂર્વજ હતા તમારા, વનવાસી કૃષિ કરનારા,
૨૦ ઢોર ઉપર મમતા ધરનારા, કઠણ નિયમમાં પળનારા–બાલક
દેશ જીત્યા બહુ રાજ્યો સ્થાપ્યાં, ધર્મ કલા અને વ્યાપાર,
શાસ્ત્ર ફિલસુફી હુન્નર નીતિ, કહો ન શું ઉતર્યા પાર–બાલક
જંગલ ભેદ્યાં, પશુઓ રાની પાળ્યાં, કંઇ કંઇને માર્યા;
અનાર્ય બહુએ પશુ જેવાને પુનિત સ્પર્શે ઉદ્ધાર્યા–બાલક

૫

૨૫ નરહૃદયે સુર ને દાનવનાં સૈન્ય ઉભય વસતાં સાથે,
દાનવસૈન્ય હણી સુર પોષી પૌરુષ જ્યોતિ ધરી માથે–બાલક
એહ જ્યોતિના બની ઉપાસક–બોધક ધસ્યા નિડર જગમાં,
ખાળી શકયું નહિ કોઇ એમને–વધાવતા સહુ કો પગલાં !–બાલક
મ્હને મુકાવી પશુ–અનાર્ય–વન–તિમિર–ઘોર અધર્મોથી,
૩૦ ધસ્યા મુકાવા ખંડ અન્ય, અટકયા કેવલ જ્યાં પૃથ્વી ખુટી–બાલક

૬

શ્રમિત થયા. કંઇ લોહી ધસાયું તિમિર જુથ ત્યાં આવ્યું ચ્હડી,
મથ્યા બહુ. અધું બેસાડયું ઉપર આણુ નીજ કરી ખરી–બાલક

પણ એ અર્ધા-આર્ય રજપુતો પુરા આર્ય જ્યાં થયા નહીં,
વળી તિમિરદલ ઉતર્યું ત્યાં તો આભ તુટયું, ગઇ જ્યોતિ શમી-બાલક
૩૫ એહ જ્યોતિ પ્રકટાવો પાછી, એ પૌરુષ વર્તાવો ફરી,
કુદરત પ્રીત ધરી આદરતાં નવીન યુગ ઉગશે જલદી-બાલક

૭

દુકાળ ઉપરાઉપરી આવે છળશો નહીં તેથી જ જરા,
મ્હારાં બાલક, તમ માટે છે મુજ ધાવણના અખુટ ઝરા-બાલક
પણ અક્કલવાળા તે આર્યો, મુજ બાલક તે તે જ ખરા,
૪૦ બિન અક્કલવાળા તે મ્હારા અણુમાનીતા પુત્ર ઠર્યા-બાલક
સમય વિચારો સમય સુધારો, સમય વિષે સાવધ વર્ત્તો,
'ઉત્તમ ખેતી' સૂત્ર તમારું પુરાણુ પાછું ઉરે ધરો-બાલક

૮

નવે ખંડની દેવીઓમાં બ્રહ્માએ હું પ્રથમ ઘડી,
સહુના બચપણની હું સાક્ષી, મુજ બચપણમાં હું જ છડી-બાલક
૪૫ ભૂતકાળ પૂરો મેં દીઠો, ભવિષ્યમાં મુજ નજર તીણી,
માટે કહું છું ચેતો, ચેતો, સાવધ બનો સમય જાણી-બાલક
ક્રોટી તણી સંખ્યાથી જો જો ફોકટ ગર્વ ન ધરશો બાલ,
મ્હને નવત્સી, પરવત્સોથી કરશો માં આખર બેહાલ-બાલક

૯

શ્હેરો ને શ્હેરી રોગો ને કંતાયેલાં શ્હેરી તન,
૫૦ ટુંકાં જીવન, નિર્બલ કલુષિત, શિથિલ બિચારાં શ્હેરી મન-બાલક
શ્હેરી ગરીબી, શ્હેરી સુસ્તી, વ્યર્થ શ્હેર તણી જંજાળ,
શ્હેરી પાપો, શ્હેરી જૂઠાણાં, શ્હેર તણા કલહો કંગાળ-બાલક
એ સહુ આવરણોને તોડો એ માયાને પરી કરો,
હિત ને હિતનાં સાધન શાશ્વત, સ્વચ્છ લોચને ઉરે ધરો-બાલક

૧૦

૫૫ વનો વસાવો, ખેડો ખેતર, રચો વાડીઓ, પશુ પાળો,
ખાતર-બીજ-ઋતુ-ચારા-ધરતીના ભેદ પુરા ન્યાળો-બાલક
નદિયો સાંધો, કૂપો ગાળો, સમુદ્ર વારિ મિષ્ટ કરો,
જલમાં સ્થલ, સ્થલમાં જલ આણો, કુદરતનાથી મૈત્રી કરો-બાલક
નીકો ખોદો, બંધો બાંધો, આગ વીજને રસાયણો,
૬૦ ખનિજ-સૃષ્ટિ વળી વાયુચક્રને અધીન કરી ખપમાં આણો-બાલક

૧૧

એ વનવાસ વિષે ઉછરતાં દૂધમલ્લ તમારાં બાલ,
નહિ વ્યાઘ્રથી હઠશે પાછાં, નહિ એમને છળશે વ્યાલ-બાલક
ધોધ કુદી એ હસશે સામાં નદીપૂર તરી ઉતરશે,
ખરે બપોરે ભોજન ખેતર લણી કણસલાં-ઢગ રચશે-બાલક
૬૫ જોબનપૂર વિષે એ આર્યો નિરખી જગ વિસ્મિત બનશે,
ભસ્મ થશે કલિયુગ આ દેશે, નવીનયુગ વર્તી રહેશે-બાલક

૧૨

એ ખેતીના વિરામ કાલે, રાતે ઉડુગણ નીરખતાં,
દિવસે કુદરત લીલા પીતાં, ઢોર જ્યહાં વિચરે ચરતાં-બાલક
વેદ-નીતિ ને કલા-પુરાણો ધર્મ ફિલસુફી વિષે ત્યહાં,
૭૦ તર્ક-ઘોડલા દોડી રહેશે, ઉપનિષદો અવતરશે હો !-બાલક
ઋષિઓ, દષ્ટાઓ, અવતારો, પૌરુષ, જય, આત્મા સ્વાયત્ત,
પ્રકટ થશે એ વનવાસે-હલ એક જ આયુધ ઇશ્વરદત્ત-બાલક

'ભણકાર' બ. ક. ઠાકોર



૭૭

# हलदीघाटनुं युद्ध
## अथवा
## शूरा बावीश हजार

( દિવ્ય છંદ )

"વીરા! ચાલો ઝટ રણમાં કાઢો તાતી તલવાર!
હર હર હર નાદે ઘુમતા, કરિયે અરિનો સંહાર!
રણધીરા હે રજપુતો, મુજ અંગ તણા શણુગાર!
રે ચાલો હલદીઘાટે, શૂરા બાવીશ હજાર!

"વીરા! શું શૌર્ય ગયું છે? શું રજપૂત થશે ગુલામ?
મેવાડ પરાધીન બનશે? શું જશે શિશોદિય નામ?—
નહિ, નહિ, નહિ, રણમાં ચાલો, ઝગકાવો તમ હથિયાર
રે ઘૂમો રાણુ! સાથે શૂરા બાવીશ હજાર!

"વીરા! તમ આજે રણમાં, વ્હેશે અસ્ખલિત પ્રવાહ;
૧૦ રજપૂત ગૌરવ હજી પણ છે તે જોશે અકબરશાહ!
રે આજ પ્રતાપ પ્રતાપે, ઘૂમી રૂવેશે રણમોઝાર,
ને સાથે ઝુઝશે તેના શૂરા બાવીશ હજાર!"

ગર્જન કરી એમ પ્રતાપે ઝોકાવ્યું રણે શરીર:
હોંકાર કરી ત્યાં ઉછળ્યા રાઠોડ, શિશોદિય વીર,
૧૫ ચંદાવત, સંગાવત ને ઝાલા, ચોહાણ, પ્રમારઃ—
રિપુને હણુવાને કૂદ્યા શૂરા બાવીશ હજાર!

મોગલ યુવરાજ સલીમ ને અંબરપતિ મહાવીર માન,
લઇ સૈન્ય અસંખ્ય જ ઉભા કંઇ સિંધુ તરંગ સમાન!

પણ મૃગટોળામાં કૂદે વનરાજ કરી હોંકાર.
૨૦ ત્યાં કૂદ્યા તેમ પ્રતાપી શૂરા બાવીશ હજાર !

ધડ ધડ ધડ થાય ધડાકા કંઇ તોપતણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું નીચે આવે આકાશ !
તેને ન જરા ગણકારી, ધરી અંતર શૌર્ય અપાર,
ત્યાં મૃત્યુમુખે હોમાતા શૂરા બાવીશ હજાર !

૨૫ "આજે નથી પાછું ફરવું, સમરાંગણ છે અવસાન;
રિપુને હણવું કે મરવું, છે એ જ અમારી લ્હાણ !"
એવું કહી સહુ ઝોકાવી મોગલને મારે માર;
રે રેલ સમા ત્યાં રેલે શૂરા બાવીશ હજાર !

રણવીર પ્રતાપ બધે ત્યાં કરતો ઘુમી નાદ પ્રચંડ,
૩૦ ખરૂં આજ પ્રકાશીત કીધું, રણમાં નિજ શૌર્ય અખંડ !
ભેદી અરિહાર ધસ્યો તે ખુદ સલિમ હતો જે ઠાર,
હર હર હર કરતા ગરજ્યા શૂરા બાવીશ હજાર !

આકાશ ધરા ત્યાં કંપ્યાં, ડોલ્યાં ચૌદે બ્રહ્માંડ !
રણક્ષેત્રે આરંભાયો શો ભીષણ હત્યાકાંડ !
૩૫ ઢગના ઢગ વીરો પડતા, નહિ શબનો કાંઇ સુમાર;
લડતા અગણિત મોગલ ને શૂરા બાવીશ હજાર !

માર્યા રક્ષક ને મ્હાવત રાણાએ રાખી ઢંગ:
ને સલિમ તણા ગજપર ત્યાં નિજ અશ્વે મારી છલંગ.
પણ ગજ નિજ પતિને લઇને ત્યાંથી નાઠો તે વાર,
૪૦ રાણા સહ પાછળ દોડયા શૂરા બાવીશ હજાર !

"અલ્લા હો અકબર" કરતાં ત્યાં કૂદ્યા મોગલ સર્વ,
નથી ભીરૂ બન્યા હજી કાંઇ નહિ રણમાં ખોશે ગર્વ;

ત્યાં ફરી વળી ચોપાસે કીધો પ્રભુનો ઉદ્ધાર,
ને ઘેર્યા રાણા સાથે શૂરા બાવીશ હજાર!

૪૫ પણ વીર્ય અપૂર્વ જ કાંઇ છે પ્રતાપ કેરૂં આજ!
એકલડો સોની વચ્ચે તે ઘૂમી રહ્યો સિંહરાજ!
અર્જુન શું આજે તેનો યશ પામ્યો છે વિસ્તાર;
હા ધન્ય પ્રતાપ! અને તુજ શૂરા બાવીશ હજાર!

એ યુદ્ધ થકી ત્રણ વેળા રજપૂત યોદ્ધા દઇ પ્રાણ,
૫૦ ઉગારી લાવ્યા બળથી નિજ રાણાને નિર્વાણ;
પણ જોઇ વીરો નિજ પડતા, ફરી ભેદી ધસ્યો અરિહાર
નહિ જાણ્યું હવે નથી સબળા શૂરા બાવીશ હજાર!

અતિ રોષથકી બની ગાંડા ઘેર્યો રાણાને ત્યાંય,
ઝમ ઝમ ઝમ ચપળા જેવી ચમકી અસિયો રણમાંય!
૫૫ જાણે ન પ્રતાપ હવે કંઇ મોગલથી બચે લગાર,
નથી રહ્યા હવે સહુ તેના શૂરા બાવીશ હજાર!

એ સ્થિતિ રાણાની જોઇ ઝાલાપતિ લઇ નિજ વીર,
મૂકી છત્ર પ્રતાપનું માથે રણમાં દોડયો રણધીર!
દિલ્લીશ્વર કેરૂં ઉલટયું ત્યાં સૈન્ય અસંખ્ય જ ત્યાર,
૬૦ રે ટપ ટપ ધરણી ઢળતા શૂરા બાવીશ હજાર!

પણ રિપુને હણતા પ્હોંચ્યા વીર રજપુત રાણા પાસ,
છોડવી મૃત્યુ મુખમાંથી લાવ્યા રજપૂતની આશ!
પણ ઝાલાવીર પડયો ત્યાં, નિજ ધર્મ બજાવી સાર,
ને રત્ન*સહસ્ર ગુમાવ્યા શૂરા બાવીશ હજાર!

૬૫ ધડ ધડ ધડ થાય ધડાકા ખુબ તોપતણા ચોપાસ,
કડ કડ કડ તૂટી પડતું નીચે આવે આકાશ!

એ સૈન્ય અસંખ્ય વિશેથી નીકળ્યા રજપૂત પછી બહાર
નહિ ફર્યા અરે કંઇ સઘળા શૂરા બાવીશ હજાર !

× × ×

રાણાએ તે દિન અંતે છોડયું રણ હલદીઘાટ,
૭૦ પણ જગતે જોયો તેની શૂરી અસિનો ચળકાટ !
નથી ભારતજન કદિ ભૂલ્યા એ યુદ્ધતણા ભણકાર;
સહુ સ્મરે પ્રતાપ અને તે શૂરા બાવીશ હજાર !

હા ધન્ય વીરા રજપુતો ! છે ધન્ય જ તમ તલવાર !
શું કીર્તિ તમારી જગમાં કદિ કરમાશે પળવાર ?
૭૫ ઘર ઘર અહિં હરનિશ ગાશે તમ શૌર્યગીતો નર નાર :
રે ધન્ય પ્રતાપ અને ઓ શૂરા બાવીશ હજાર !

'પ્રકાશિકા' અ. ફ. ખબરદાર



## ૭૮

## યોગીરાજ

( ઓખાહરણનો ઢાળ )

જોગીરાજ ! ઉભા રહો જરી,
મને વાટ બતાવોની ખરી;
પડી વનમાં આ રાત અંધારી,
ભમું એકલો ઘરને વીસારી.
૫ નથી પગલાં ઉપડતાં મ્હારાં;
થાકે આવે છે આંખે અંધારાં;
પંથ પુરો થતો નથી આજ,
વાધું હું ત્યાં વધે વનવાટ !

દીવા જેવું પણે દેખાય,
૧૦ જવા ત્યાં મુજ મન લલચાય;
ત્યાં તો રહેતા હશે કોઈ સંત,
મ્હારા દુઃખનો આણશે અંત.
જોગીરાજ! એ વાટ બતાવો;
દયા એટલી મુજ પર લાવો.

× × ×

૧૫ જોગી બોલ્યા બેટા! રખે જાતો,
એણી પાસ રખે લલચાતો;
ત્યાં તો ભૂતનો ભડકો જાણ,
બોલાવે ને કરે પછી હાણ.
ભુખ્યાં તરસ્યાંને આદર આપે,
૨૦ લુખું સુકું મળે તે જમાડે;
એવી આ છે ગુફા મુજ રંક,
બેટા! તેમાં તું આવ નિશંક.
ફળ ને વણ ખેડેલું ધાન,
શય્યા કાજ કુંળાં ઘાસપાન,
૨૫ રૂડાં ઝરણનું નિર્મળ પાણી,
સુખ, શાંતિ, ને આનંદ વાણી:
એવું અક્ષયપાત્ર છે અહીં
હરિ પ્રત્યક્ષ થાય છે સહી:
બેટા, એવા આશ્રમમાં તું આવ્યો,
૩૦ ગયો સમજ ચિન્તા તણો વારો.
દુઃખ સંસારનાં નથી સાચાં,
મન માનવનાં એક કાચાં;

મળે ઝોળીઓ ઉદર ભરાય,
તસુ પૃથ્વી સારે સુવા કાય.
૩૫ પળવાર છે કરવો સમાસ,
ત્હોય મન ન ઠરે કરી હાશ;
પ્રભુએ તો સરજેલું છે સુખ!
મન મનનું ખોળી લેછે દુઃખ.
નિશાકુસુમ સરે શાંત શાંત,
૪૦ તેમ જોગી બોલ્યા શબ્દ દાંત.
આગળ પાછળ ચાલ્યા બેય,
ઝાંપો ઉઘાડી પેઠા છેય.
રાત વાધી, વંઠેલા ખેલે
અન્ય સઉ પડયાં નિદ્રામાં મેળે;
૪૫ તેવે સમે જાગે જોગીરાજ
ધીમે તાપે કરે સ્વયંપાક.
તપે અંગારા એકાંત શાંત,
રંગ આપતો શાંત પ્રકાશ;
ધીમે ધીમે બળે છે કાષ્ટ,
૫૦ ધીમો ધીમો બોલે એનો તાપ:
બોલે તોરી ભરાઇ ભીંત માંહ્ય,
દોડે અહીં તહીં ખેલે માર્જાર;
દ્વાર વાગે વાંસળી-સમો વાય,
પ્હોર રાતના ચાલ્યા જાય.
૫૫ જોગી આ સઉ શાંતિ ઝીલે છે;
શાંત વાતો કરતા ખીલે છે;
ધીમું ધીમું બોલે ને હસાવે,
થાકેલાનો થાક નસાડે.

૧૦ કથા ગોષ્ટી કંઇ કંઇ કહાડે,
બોધ આપે ને શાંતિ પમાડે;
અન્ન મધુરૂં જમે ને જમાડે,
એ પર અતિથિને રૂચિ કરાવે.

'સ૦ ચં૦ ભાગ ૪' ગો. મા. ત્રિપાઠી



## ૭૯

## કાળચક્ર

( રોળાવૃત )

મહા નદીનો ઓઘ ધ્રુજવતો ચાલ્યો જાએ,
કાળચક્રનો ત્યાં પડે ચીલો ન જરાએ;
ગગનચુમ્બી ગિરિરાજ ઘડયો કઠણ પથરાએ,
કાળતણું ત્યાં ચક્ર ઘસાઇ ખાંડું થાએ.
૫ ધ્યાન ધરંતો ઉંડું પડયો નભ ભણી નિહાળે
સિંધુરાજ ગંભીર ઘોષ કરતો કંઇ મ્હાલે;
કાળચક્ર જે ઘુમે ન્હાનું શું ત્હેની નજરે
હશી મન્દ તે ભણી લગીરે મન તે ન ધરે.
ને છેદી ગિરિશીશ ચણે મંદિર મ્હોટાં જે,
૧૦ નિજ આજ્ઞા—અનુસાર ખેંચી નદિયોને ગાજે;
નાચે સાગર પીઠે, ન જાણી મહિમા ત્હેનો,
બેશી કાચલા માંહિ, જગત ધણી માનવ તે તો,
તે તો માનવરાજ, ઘુમે જે ગર્વે ભરિયો,
લઇ મંદિર નિજ સાથ સાથ લઇ નાવ નગરિયો,
૧૫ ચક્ર ફરંતાં વાંત કાળતણું, થાએ ચૂરો,
ને જાણ્યું એ જાય જાય કયાં ઉડી શૂરો.

'કુસુમમાળા' નરસિંહરાવ



# કવિતા પ્રવેશ.

## भाग ४ थो.

८०

### जन्मान्तरनी विरहिणीनुं पीउ प्रति आर्जव.

એક પનુતી બગલડી જી, તેહચા પ્રેમ અપાર!
પીઉ પોખઇ પાત્રસિ ચડી જી, સુખ લીધ સંસાર.
કઇ મઇ મનમથ દુહવ્યુ જી? કઇ હૂં નિર્ગુણ નારિ?
પીઉ? પરદેસી વીનવઇ જી, આપિ આપ સંભારિ.
૫ દિવસ દોહિલા નીગમું જી, રયણિ ઘણેરી થાઇ
વિરહ વેદના માહરી જી, પીઉ વિણુ રહણુ ન જાઇ.
જું જલહીણી માછલી જી, જીવઇ નહિ જુગ માંહિ,
કંત વિહૂણી કામિની જી, તિમતિમ ખીણી થાઇ.

'કહાનડદે પ્રબંધ' પદ્મનાભ

⚜

૮૧

### कपिंजलनु विलाप.

( રાગ રામગરી-તાલ જિત )

સર જોઇ અમ્હો ચાલતાં અતિ ઉત્તમ વંન
પશ્ચિમ તટિ ત્યાં સાંભળ્યૂં ઘણૂં નમિત રૂદંન.

હા હા દૈવ ! એ શું ઘટિ ? ધ્રૂજિ છિ અતિગાત્ર
શાબ્દનિ સન્મુખ સાંચર્યાં વેગી વહીતિ રાત્ર.
૫ મહા નિશાભણી મનુષ્યનું જેણે નહી સંચાર,
શબ્દ શુણીઇ પડવડુ ! હુઇ આક્રંદ અપાર—હા હા૦

હા હ! હણ્યુ હું બાલિઉ ! હા હા થ્યુ ઉતપાત !
મૂલ છેદાણાં માહરાં, કર્યું વજ્રિઘાત !—હા હા૦

શું કરિ છિ. પાપિયા થઇ નિરદિ નિકામ ?
૧૦ વિપ્ર પ્રતિ શું માંડિઉં ? પિશાચનૂં કામ—હા હા૦

મહાશ્વેતા મહા પાપિણી ! દયા નહિ લગાર
એણિ શૂં વિણુસાડીઊં તે મારિ તૂં નારિ ?—હા હા૦

ઇંદુ ? દહિછિ શાભણી ? પાપીઆ ચંડાલ !
એક કલંક આગિ અછિ, બીજૂ એહ વિશાલ—હા હા૦

૧૫ દક્ષિણાનિલ ! ભલૂં કર્યૂં ! સીધું રે તુઝ કાજ !
બ્રાહ્મણનિ તાં બાલતાં વાધી રે અતિ લાજ !—હા હા૦

હા હા શ્વેતકેતુ મુનિ ! વાહાલુ તૂહ્મિ પુત્ર
વિધિએ વાહી રાખ્યું નહી તાહારૂં ઘરસુત્ર—હા હા૦

સરસ્વતી વિધવા થઇ સુનુ થ્યું સુર લોક !
૨૦ આશ્રય રહિત તે તપ થયૂં સત્ય થ્યું તે ફોક—હા હા૦

મિત્ર ! મુહ્નિ તાં પડખિઇ આવું હું તુઝ સાથિ;
વાત કરતાં ચાલિઇ વલગિની એહ હાથિ—હા હા૦

ક્ષણું એ રહિ સકું નહીં તુઝવિણ માહ્રા વીર !
નિષ્ઠુર થઇ કાં નીસર્યું મૂહ્નિ મેહેલી ધીર !—હા હા૦

૨૫ કઠિણ એહવું કહીઇ નહીં, જાણી કુહુનિ શર્ણું ?
અંધ બધિર તાં હું થયુ, ચાલિ નહીં મુજ ચર્ણ—હા હા૦

દિશ સઘલી સૂની થઇ નિઃફલ જીવ્યું દેહ!
પુંડરીક! મુજિ મહેલીઉ વનમાંહાં દેઇ છેહ!—હા હા૦
ઊઠિ મિત્ર તું માહરા! સુનિ પ્રતિ વચંન!
૩૦ પ્રેમ પૂરવનું કિહાં ગયુ, જે હુતુ સાચુ મંન?—હા હા૦.
'કાદમ્બરી' ભાલણ



## ૮૨

## रामनी बाळलीला

રામ રંગે રીખે એવા કૌશલ્યા કુંવર, લાલા રંગે રીખે, ટેક.

છબ છબ કરતા છેડા પલળે, પાયે ચાલે ચતુર;
ચાર મળીને ઉઘાડા દોડે, રંગે દશરથ કુંવર—રામ૦
કર ગ્રહીને લાવે કૌશલ્યા, પરસાળે મ્હેલે;
૫ ગોત્રજ માનો ઘૃતદીવડો, તે મૂઠીમાં ઘાલે—રામ૦

સુમિત્રા લાવે શેલડી, બાળકને આપે;
કટકા તો કોરાણે ફેંકે, પાળી લઇ ચાવે—રામ૦
ઘૂઘરા ઘસે ને ખડખડ હસે, ત્યારે બોધ કરે માતા;
બાળપણાને બલિહારી, જાય શંકર વિધાતા—રામ૦

૧૦ ઘૂઘરા ધમકે અતિ ઘણા ચમકે, ને ઉતાવળા ચાલે;
પગ તણી જે કોમળ આંગળીઓ, ચણીઆરે ઘાલે—રામ૦
અતિ આકુળિત થઇને રે મૈયા બારણીએ બેસે;
રાય તણા મસ્તાના મેગળ, તેના વચ્ચે જઇ પેસે—રામ૦

અતિ અડપલા કુંવર આપણા, કહો દિન કેમ જાશે;
૧૫ ભાલણ પ્રભુને પકડી બાંધ્યા, પ્રેમને પાશે.—રામ૦
'રામલીલા' ભાલણ



## ૮૩

# वंसीलीला

( રાગ સામેરી )

મોરલી વાય છે વૃન્દાવનમાં શ્રી ગોપાળ, મોરલી સાંભળવા જઈએ.

ગૌ તૃણ ચરતી રહી, સાંભળે માંડી કાન;
આકાશે ચાલે નહિ, થંભી રહ્યાં વૈમાન.—મોરલી૦

મૃગલાં મીટ માંડી રહ્યાં, વૃક્ષ તણું ન હાલે પાન;
૫ મોરલી રાગ રંગે સાંભળીને, યોગેશ્વરે મૂકયાં ધ્યાન.—મોરલી૦

ગુણી જન લઇ શકે નહિ, અનેક રાગ રંગ તાન;
મોરલી, રંભા, મેનકા, ઉર્વશી, વિધાતાએ મૂકયાં માન.—મોરલી૦

યમુના જળ હાલે નહિ, સૂર્ય રહ્યો સ્થિર સ્થાન;
મોરલી સુણતાં મોહી રહ્યાં, સાંભળી સુંદીર ગાન.—મોરલી૦

'બંસીલીલા' ભાલણ

❦

## ૮૪

# एक तुं श्री हरि

અખિલ બ્રહ્માંડમાં, એક તું શ્રી હરિ, જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું, શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે. ટેક.

પવન તું, પાણી તું, ભૂમિ તું ભૂધરા, વૃક્ષ થઇ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી, અનેક રસ લેવાને, શિવથકી જીવ થયો એજ આશે.

૫ વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે, કનક કુંડલ વિષે ભેદ ન્હોયે,
ઘાટ ઘડિયા પછી, નામ રૂપ જુજવાં, અંત્યે તો હેમનું હેમ હોયે.

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈયો, એ મન તણી શોધના, પ્રીત કરૂં પ્રેમથી પ્રગટ થાશે.

'પદ' નરસિંહ મહેતો

❖

૮૫

## ज्यां लगी आतमा तत्व चिन्यो नहि

જ્યાં લગી આતમા તત્ત્વ ચિન્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી;
માનુષ દેહ તારો, એમ એળે ગયો, માવઠાંની જેમ વૃષ્ટિ વૂઠી—જ્યાં.

શું થયું સ્નાન સેવા ને પૂજા થકી, શું થયું ઘેર રહી દાન દીધે;
શું થયું ધરિ જટા ભસ્મલેપન કરે, શું થયું વાળ લોચન કીધે—જ્યાં.

૫ શું થયું તપ ને તિરથ કીધા થકી, શું થયું માળ ગ્રહી નામ લીધે;
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી, શું થયું ગંગજલ પાન કીધે—જ્યાં.

શું થયું વેદ વ્યાકરણ વાણી વદે, શું થયું રાગ ને રંગ જાણે;
શું થયું ખટ દર્શન સેવા થકી, શું થયું વરણના ભેદ આણે—જ્યાં.

એ છે પરપંચ સહુ, પેટ ભરવા તણા, આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
૧૦ ભણે નરસૈયો કે, તત્ત્વદર્શન વિના, રત્ન ચિંતામણી જન્મ ખોયો.

'પદ' નરસિંહ મહેતો

❖

૮૬

## देवकोनी कंसने विनवणी

વિનવે દેવકી હો વીરાને વલવલી,
માનને માગે હો, મુખે દશ આંગળી;
હૃદયા ફાટે હો, નયણે જળ ભરે,
સકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે;

૫ માનુષી દેહ ધરી હો, વિપત્તિ શી આવડી
કોણ મુકાવે હો, નહિં પિતા માવડી;
ભાઇ તેં ઉછેરી હો, નમાઇ હું રાંકડી,
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.

મહીએર મહારૂં હો, તું મથુરાપતિ,
૧૦ ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
કહાં ભોગવશો હો, પાપનો પોટલો,
શિર મહારૂં દુઃખે હો, તાણો મા ચોટલો.

માળા મહારી તૂટી હો, પડે કર મુદ્રડી,
દેખે અંગ લોકડા હો, ખસી મહારી ચુંદડી.
૧૫ વેણી વિખરાણી હો, કાકીએ શેષ ભરી.
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી.

જે પરણાવે હો, તે વધ કેમ કરે.
મીંઢળ નથી છુટયાં હો, ના ગઇ સાસરે.
તંબોળ પરણ્યાનો હો, સૂકયો નથી સાવલીયે,
૨૦ મા મારો છઉં કોડભરી હો, લાગું તહારે પાવલીયે.

જેહને ઉછેરીયે હો, તેને નવ મારીએ,
ઘણું વેળાવી હો, ઘેર પધારીયે.
ગગનવાણી હો, કો વેરણ મુજ તણી,
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બળભણી.

૨૫ એમ વલ્લવલતી હો, રોતી ગજગામની.
દેવકી રોતાં હો, રોઇ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, રૂએ બાળક બાકુવાં,
રોયા હય હસ્તી હો, રોયા નગ્ર ઝાકુવાં.

રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવપતિ,
૩૦ પણ નિરદે કંસને હો, દયા નથી આવતી.

'દશમસ્કંધ' પ્રેમાનંદ



૮૭

## युद्धवर्णन

( રાગ—સિંધુડાની દેશી અથવા વર્ણું વાઘેશ્વરીરૂત )

હરી ફીફીઆરી ધસ્યું સેન સામું,
ડગે પંચ ખડકો નિધિઓટમાં રે,
સુભાલા ધરીને મુખે ગર્ગડીને,
તડી સેન આવ્યું હડેડાટમાં રે;

૫ સુમાલા ધરી ના, સુસાધૂપણું ના,
ક્ષમા ગુણ ના જે વહે વાટમાં રે.
સુંવાલા હરિશા ઝટોઝટ ધાયા,
હરિ નાદ ભીમે કર્યો ડાટમાં રે;

શું નાહ્યા ગજોએ હરિ પંચ મોટા,
૧૦ તડી ગર્જતાં સેન ઉચ્ચાટમાં રે.
વદે ભીમ હે સારથી રાખ્ય ઘોડા,
મહાભારથીને લજાવું જ જો રે:

મદે મસ્ત મોટા થઇ શૂર આવે,
ન જાણે લખાણો તજાવું જ જો રે.
૧૫ રદે હોઠ દાબી મદેથી ઉચાર્યા,
યમાનંદ આજે સજાવું જ જો રે:

હૃદે ઝાળ લાગી ગદા લીધ માગી,
અસૂ રામમાં તો ભજાવું જ જો રે;
કિધો સિંહ શો શબ્દ કે કંપી સેના,
૨૦ સિધ્ધો અર્થ, જાણ્યું અજાણ્યું થયું રે;

કરે સાહી કેશે, ઉડાડે જ ઠેશે,
હરે પ્રાણ પલ્કે ન જાયે સહ્યું રે.
ધરે બેઉ બાહુ વિચે સો પચાસો,
અરે તેની આશા નિરાશા તદા રે;

૨૫ ભરી ઉંડળે યોધને યોધ મારે,
કરી કીકિયારી ધરી ભૂ ગદા રે.
પદાતિ પળે અસ્ત ને વ્યસ્ત થાતાં,
વદાતી ન વાણી અતિ કંપતા રે;

પગે પીસી કોને કુવાટે સુવાડયા,
૩૦ રગે આવી ભીમે તજી જંપતા રે.
કદી હાથ કોના વદી વક્ર ખેંચે,
કદી પાય ભાંજે મદી મર્દતાં રે;

કદા ઉંડળે આપદાને તજાવે,
કદા લાત ડાટે ગદા ગર્દતાં રે.
૩૫ ભણે આંખ કાઢી હણું શત્રુ ચિત્તા,
બને દીન તોયે વિને ના તજે રે;

ધરી મુંડી હાથે ભરી અંગ ખોસે,
જરીરે દયા શું હરિ રે સજે રે.
સુહસ્તે મરોડેજ મસ્તો બની ત્યાં,
૪૦ સમસ્તોજ મારે અમસ્તો દમી રે;

ધરા માગ બન્ને કરે ભાગ ભાથી,
કરે જાગ શું રાગ માંહે રમી રે.
ન સામા થયા કો વિમાસા મળ્યા ના,
નશામા સુરામા તણા તો રહ્યા રે;

૪૫ અરેરે ! અરેરે ! દીનો કયાં વિડારો,
મુકોજી મુકો બોલ એવા કહ્યા રે.
ન સુણે અસુરારિ જે ભીમ બંકો,
કટિના જ લંકો મરોડે ઝટે રે;

ન શૂરો જુએ માત્ર પૂરો કરે છે,
૫૦ ભલે દીનતાથી રડે ના ખટે રે.
જદા એવું ભીમે ધર્યું ધ્યાન માડું,
તદા ત્યાં સહૂ એકઠા તો મળે રે;

કરી સંપ સર્વે પડયા તૂટી ગર્વ,
ધરી હાથ ભાલાજ ભોંકે વળે રે.
૫૫ અસિએ વિડારો, ખપૂવે છરેથી,
બળેથી ન બ્હીશો ધરો ધ્યાનમાં રે;

ફગોટો જ પાષાણુ મુષ્ટિ'ી મારો,
કરે એકલો શું ન રો' માનમાં રે.
ન નાસંત મુકે ન ત્રાસંત મુકે,
૬૦ પછે કોણ ચૂકે રણે મોતને રે,

થઇ એકઠા માર મારો ભણીને,
ગછે ભીમ જ્યાં ત્યાં સહી સોતને રે,
નિહાળ્યું શું ભીમે મળ્યું, સર્વ ટોળે,
ધરી છે તદા ત્યાં ગદા હાથમાં રે.

૬૫ સુજંધા થપોટી ગદાને ફગોટી,
કરી સિંહ શબ્દે પડયો સાથમાં રે.
ગદાથી દબાયા, પગે કો છુંદાયા,
ભયંકર નાદે અમુઝાય છે રે;
સુવેગે ઉડયા કો, કમોતે મુઆ કો,
૭૦ મુઆ રે મુઆ અંગ છૂંદાય છે રે.
કિરીટી કને કો યુધિષ્ઠિર આગે,
ભલો શત્રુ આવી પડે પાગમાં રે:
અમોને જીવાડો જીવાડો જ ભાખે,
ન રાખે કદા ભીમ આ જાગમાં રે.
૭૫ ગયા શર્ણ લેવા, ભીમે કીધ સેવા,
ધરી હાથ ને પાગ ખેંચ્યા બળે રે;
કરો યુદ્ધ હુંથી, પછે સ્હાદ એ સૌ.
વદી એમ જાણે ન ખેંચ્યા કળે રે.
મડાગાંઠ બાઝી પદો ઝાલતાં જે,
૮૦ વદે વિધિ તેની કવિ કોવિદા રે;
યુધિષ્ઠિર સોતા ધર્યા પાય ખેંચ્યા,
ગદા મારતા ક્રોધથી જે છિદારે.
કિરીટી કથે ના કરો કેર કાળો,
શું બાળો ન ભ્રાતા સમોતા હણો રે;
૮૫ ધરો ધર્મ ધ્યાને ન મારો નમ્યાને,
પદાતી રડે દામણા તો ગણો રે.
વદી એમ પાસે જઇ ભીમ ઝાલ્યો,
ન ખાળ્યો બળે, તેહ ખાળ્યો કળે રે.

'દ્રૌપદીહરણ' પ્રેમાનંદ

## ૮૮

# વાડ થઇને ચીભડાં ગળે

( ચોપાઈ )

વાડ થઈને ચીભડાં ગળે, સોંઘી વસ્તુ ક્યાંથી મળે?
ખળું ખાતું હોય જો અન્ન, તો જીવે નહિ એકે જંન.
નવાણુ પીતું હોયે નીર, જીવજંતુ કયમ ધરે શરીર?
મા મારે પય પીતાં બાળ, સત્યવાદી જો બોલે આળ;
૫ રાજા થઇને લૂંટી લેય, પ્રજા કોણ આગળ જઇ કહેય?
રામ જપંતા નર્કે જશે, કહો કલ્યાણુજ કોનું થશે?
ગંગા ન્હાતાં પાપી થશે, વદે વચન કેમ સાચાં હશે?
વાહાર ત્યાંથી આવે ધાડ, તો પછી ક્યાંની કરશું આડ?

મેઘ વરસતાં પથ્થર પડે, તેનો વાંક કોને શિર ચડે?
૧૦ ધણીને વિખ દે ઘરની નાર, કોણ સાચવે તેણે ઠાર?
પુષ્પહાર થઇ વળગે સાપ, ત્યાં તે કોણ જાળવશે આપ?
અમૃત જાણી આપે પીજીએ, વિખ થાય દોષ કેને દીજીએ?

કુંડળ કરડી ખાએ કાન, કોણ આગળ જઇ કરીએ જાણ?
ચંદન જાણી ધરીએ આપ, થાય અગ્નિ તો પૂરણ પાપ.
૧૫ મોટા જાણી જઇએ શરણ, દે ઘાત તો પામીએ મરણ;
ઘરનો દિવાન ચાડી ખાય; તો તે દુઃખ કોને કહેવાય?

જો રળનારો ચોરી કરે, તો ભંડાર શી પેરે ભરે?
છાની થાપણ લોભે લે, તો શાખ આવી કૂણ દે?

**શામળ**



## ૮૧

## ખરી ભક્તિનાં લક્ષણ

ઉવેખ ન કરે કાયનો આત્મા વિલાસી રહ્યો;
જેને શ્રી ભાગવત ગાયે, ગીતા ઉપનિષદે જેને કહ્યો.
ભાઇ ભક્તિ તે જે એમ જાણે, જાણીને હૃદયે ધરે;
સ્વામી મારો રહ્યો સઘળે, અહર્નિશ ચિંતન એમ કરે.

૫ ભૂવન ત્રણુમાં રહ્યો પૂરી, પુર્ણ સ્વયં પરમાતમા;
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દેખે ભાતમાં.
મારો રામ રમે છે સર્વ વિશે, એમ હેતે હીસે મન;
હરિ કહે એ સાંભળે હરિ, હરિને સોંપે તન.

નિત્ય રાસ નારાયણુ કેરો, દેખે તે અનંત અપાર;.
૧૦ જ્યહાં જેવો, ત્યહાં તેવો, નારાયણુ નર નાર.
ગદ્દગદ્દ કંઠે ગતિ થકે, રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંસુ બહુ હેત હૃદય, પ્રેમ કેરૂં તે પાત્ર.

ખાતો પીતો બોલતો, દેખતો તે સઘળે રામ;
વીંધ્યું મન રહે તેનું, શિથિલ સંસારી કામ.
૧૫ નવનીત સરખું હૃદે કોમલ, રહ્યું ન જાયે હેત;
આંખ માંહે અમૃત ભરિયું, હરિ ભક્તિ કેરૂં ક્ષેત્ર.

કહે અખો સહુકો સુણો, હરિ લક્ષ લાગો ચિંતને;
મનન તેને માવનું, તે સેવે હરિ ગુરૂ સંતને.

અખો

૯૦

## सत्संग

સંત જનોનો કરતાં સગ, સાહસપણું બહુ ઉપજે અંગ:
સાધુપુરૂષની સંગત સાર, મનવૃત્તિ હોય બ્રહ્માકાર.
જ્ઞાતાને સંગે નિર્ધાર, ઉજ્વળ બુધ્ધ હોય વણ પ્રતિકાર:
લોભ મોહાદિક મળ છે જેહ, ઉજવળને ત્યાં ન છબે તેહ.
૫ શીત તણી વ્યાપત હોય ઘણી, સંગત કીજે વન્હિ તણી;
તો હીમે કંપે નહિ અંગ, એમ કરે સજ્જનનો સંગ.
તજ્જ્ઞ તણો સાંભળ મહિમાય; કીજે સંગ તો શું શું થાય;
ખટ ધાતુ પારસને મળે; મૂળ રૂપ તેનું નવ ટળે.
હલકે મૂળ હતું જે લોહ, કુંદનનો દેખાણો મોહ;
૧૦ કઠણ લોહ જે ભયાનક હતું, તે સર્વાંગે થયું શોભતું.
જેમ પારસ તેમ જ્ઞાતા જન, મુળગાં તે મુકાવે ચેન;
જીવ ટાળીને સ્વેશિવ કરે, તજ્જ્ઞ પુરૂષ એ મહાતમ ધરે.
જે કરે આપ સરીખો તાત, એ બ્રહ્મવેત્તાંની મોટી વાત;
તે માટે કરવો સતસંગ, તો સમજી જા વસ્તુ પ્રસંગ.

'ગુરૂશિષ્યસંવાદ' અખો



૯૧

## भाषाअंग

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર;
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઇ પ્રાકૃતમાંથી નાશી ગયું;

બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર.
સંસ્કૃત પ્રાકૃત જે વડે ભણે, જેમ કાષ્ટ વિષે રહ્યો ભાથા કણે;
૫ તે છોડયાં બાણો ના'વે અર્થ તેમ પ્રાકૃત વિના સંસ્કૃત તે વ્યર્થ;
બધા દામ વેપારી લખે, અખા વ્યાજ નો'ય છુટા પખે.
હરખે કરખે અનુભવ કશા, આકાશ ઉદરમાં વરતે દશે દિશા;
જ્યારે જેનું રાજ જ જાણુ, ત્યારે માનવી તેની આણુ;
જ્ઞાનગગનમાં નોહે દેશ કાળ, એ તો અખા અજાણ્યા બોલે બાળ.

અખો



## ૯૨

## વૈરાગ્ય અંગ

જો ઉપજે તો ભલો વૈરાગ, બીજાં કૃત્યનો ન છએ પાગ;
હેલામાં હરિ પામે વેદ, જો ઉપજે સાચો નિર્વેદ.
જ્યમ ફુલ પાછળ ફળ નિદાન, અખા વૈરાગ્ય તે પરમ નિધાન.
વૈરાગ્ય વિના તે ઉપજે ખેદ, મ્હારૂં ત્હારૂં ભેદાભેદ;
૫ એ સત્ય વૈરાગ્ય ગોળીની ખોટ, લાગે તો થાએ લોટપોટ;
જો ભાગે અખા પર કે પાગ, તોય ટળે તે ઉડવા લાગ.
સત્ય વૈરાગ્ય સ્વામીનું હદે, મહાપુરૂષ સર્વે એમ વદે;
જે વૈરાગ્ય દેખાડે કરી, એ તો મન કેરી મશ્કરી;
પલકે પલકે પલટે ઢંગ, એ તો અખા માયાનો રંગ.
૧૦ સૂરજ તેમ સાચો વૈરાગ્ય, પડતાં ન જુએ જાગ્ય કુજાગ્ય:
સહુને તેજ કરે તે સહી, પડછાયો પોતામાં નહિં;
જ્યાં ઉપજે સાચો નિર્વેદ, નોહે અખા ત્યાં ભેદાભેદ.

અખો



## ૯૩

## तरणा ओथे डुंगर रे

( રાગ કાફી )

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ;
અજા જુથ માંહે રે, સમરથ ગાજે સહી—તરણા. ટેક.

સિંહ અજામાં કરે ગર્જના, કસ્તુરીમૃગ રાજંન;
તલને ઓથે જેમ તેલ રહ્યું છે, કાષ્ટમાં હુતાશન;
૫ દધિ ઓથે ધૃતજ રે, વસ્તુ એમ છુપી રહી—તરણા.

કોને કહું ને કોણ સાંભળશે, અગમ ખેલ અપાર;
.અગમ કેરી ગમ નહીં રે વાણી ન પહોંચે વિસ્તાર;
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહીં--તરણા.

મન પવનની ગતિ ન પહોંચે, છે અવિનાશી અખંડ;
૧૦ રહ્યો અચરાચર ભર્યો બ્રહ્મ પુરણ, જેણે રચ્યા બ્રહ્માંડ;
ઠામ નહિ કો ઠાલો રે, એક અણુમાત્ર કયહીં—તરણા.

સદ્‌ગુરૂજીએ કૃપા કરી ત્યારે, આપ થયા રે પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધે, પોતે પોતાની પાસ;
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી—તરણા.

ધીરો



## ૯૪

## अटकबंधीने

અટક બંધીને આળસ ના’વે, માથે આવે મર મોત;
બારે મેઘ સત્ય વચને ચાલે, સૂરજ ચંદ્રમા સોત;
નિમ-ધારી નિમ ન મૂકે રે, પૂરા કદી પળ ન ચૂકે રે.

વચને સંતો ધરણી આકાશા, વચને દશ દિક્પાળ;
૫ શેષને માથે ધરા થંભી, તો ય વાંકો ન કર્યો વાળ;
પૂરા પુરૂષની રીતિ રે, ગયા જુગ કેટલા વીતિ રે.

મેરૂ ધરૂ સત્ય વચને ઉભા, વચને અગ્નિ ને વાર;
સાતે સમુદ્ર સત્ય વચને ઠેરાણા, મેલે નહિ માઝા લગાર:
છલકે નહિ સત્યે બંધાણા રે, કૃપાવંત એ કહેવાણા રે.

૧૦ ઓગણપચાસ વાયુ સત્ય વચને ચાલે, જુઓ મોટાની વાત;
ભોજો ભકત કહે વચન વિના, કેને કાળ લેવા ન જાત;
કંઇના દિયે નાદ ઉનારી રે, રહ્યા છે આજ્ઞાકારી રે.

ભોજો



૯૯

## નથી નિપજતો પ્રેમ

( છપ્પો )

નથી નિપજતો પ્રેમ, વાડિમાં પાણી પાતાં,
નથી નિપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી નાતાં;
નથી મળતો કાંઇ પ્રેમ, ગાંધી દોશીને હાટે:
નથી મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
૫ નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામોગામની
કહે નરભો પ્રેમ પુરો મળે, કૃપા હોય શ્રી રામની.

નરભેરામ



## ૯૬

## करीने यज्ञ अनेक

( છપ્પો )

કરીને યજ્ઞ અનેક વ્રત વિધિ બહુ પાળે,
વળી આપે ગૌદાન, હાડ હિમાળે ગાળે;
ગીત વેદનાં ગાય, તીર્થ પણ બહુ ફરી આવે,
દધિ દૂધ ઘૃત ખાંડ વિપ્ર પોષે મન ભાવે;
૫ એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી;
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાનદાન શિરોમણી.

નરભેરામ



## ૯૭

## नथी मृतिकामां प्रभु

( છપ્પો )

નથી મૃત્તિકાનાં પ્રભુ, નથી પિપળમાં પેઠા,
કનકની મૂર્તિ કરે, નથી ઇશ્વર મહિં બેઠા,
નથી ઘોરોમાં પીર, નથી જૈનોને ડેરે;
અસલ જુવે નહિ કોય, સહુ નકલોને હેરે:
૫ છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરૂથકી, પ્રેમે પ્રગટ જ થાય છે;

નરભેરામ



## ૯૮

# નથી નિશ્ચે કોઇને

( રાગ—"મોટાનું વચન." )

નથી નિશ્ચે કોઇને નાથ, ક્ષણ પછી શું કરશો;
અતિ અચિંત્ય અતકર્ય ગાથ, શું કરશો હરશો ટેક.
જેહ સમય રાજ્યાભિષેક રઘુપતિ, તે વેળા વન રે;
ચંદ્રહાસનો મૃત્યુકાળ તે વેળા રાજ્યાસન—ક્ષણ.
૫ દેવકી વસુદેવનો કંસ રથ હાંકે, સ્નેહભર્યાં ભાવ્યાં રે;
ગઇ વાત પલટાઇ પલકમાં, કારાગ્રહ પધરાવ્યાં—ક્ષણ.
જતો હતો ઇંદ્રાણી મોહાલે, નહુષ સ્કંધ મુનિ ચઢયો રે;
તત્ક્ષણ શ્રાપ થયો બ્રાહ્મણનો, સર્પ થઇ ભૂમિ પડયો–ક્ષણ.
પરિક્ષિત રાજા જળ માટે સહજે, મુનિ આશ્રમે પેઠો રે;
૧૦ કુમતિયદીચ્છા શ્રાપ વિપ્ર, ગ્રહ તજી ગંગા તટ બેઠો—ક્ષણ.
સનકાદિક હરિ દરશણ જાતાં, ભાવ્ય જયવિજય નડિયો રે.
શાંતથી શ્રાપ થયો હરિ પાર્ષદ અસુર થઇ ક્ષિતિ પડયા–ક્ષણ.
જનક ભૂપ મુનિ વસિષ્ઠ બંને, જ્ઞાની શિરોમણી કહાવે રે,
સહજ વાતમાં શ્રાપ પરસ્પર, હારદ હદે ન આવે—ક્ષણ.
૧૫ કલેશ અચિંતવ્યો દેવસભામાં, દક્ષ સદાશિવ સુણિયો રે:
ભાળ જાણવા હરિ તમે વિભુ એક, બીજો નથી કોઇ બનિયો.
અતિ દુઃખિયા સુખિયા હોય પળમાં, અતિ સુખિયા હોય દુખિયારે;
નિજ ગતિ અકળ કળ્યામાં નાવે, ઇચ્છું કરો પ્રભુ સુખિયા–ક્ષણ.
દયા પ્રીતમજી અટપટિ લીલા, કશું બને નહિ કહેતા રે;
૨૦ રાખો તેમ રહિ પાડો તે સહી, ડહાપણ મુન્યજ ગ્રેહતાં–ક્ષણ.

દયારામ

❦

## ૯૯

## मनजी मुसाफर

મનજી મુસાફર રે, ચાલો નિજ દેશ ભણી;
મુલક ઘણા જોયા રે, મુસાફરી થઇ છે ઘણી. ટેક.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઇ;
ફરી આ મારગ મળશે નહિ, એહવી છે અવળાઇ;
૫ સમજીને ચાલો સીધા રે, ના જાશો ડાબા કે જમણી. મન
વચ્ચે ફાંશીઆ વાટે મારવાને, બેઠા છે ચાર;
માટે વળાવા રાખો બે ત્રણેક, ત્યારે તેનો નહિ ભાર;
મળ્યો છે એક ભેદી રે, કહેલા ગતિ સહુ તે તણી. મન
હાવા માલ વોહારો તો, વોહારો શેઠના નામનો,
૧૦ થાય ના કયહું અટકાવ;
આપણો કરતાં જોખમ આવે, ફાવે ધણીનો દાવ;
એટલા સારૂ રે, ના થાવું વોહારતના ધણી.
જો જો જુગ થકી જાવું છે, કરજો સંભાળીને કામ;
દાસ દયાને એમ કહે છે હવાં જઇએ પોતાને ગામ;
સુઝે છે હાવાં એવુ રે, અવધ થઇ છે આપણી. મન

**દયારામ**



## ૧૦૦

## जे कोइ प्रेम अंश अवतरे

જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે—ટેક.
સિંહણ કેરૂ દુધ હોય તે સિંહણ સુતને ઝરે;
કનકપાત્ર પાખે સહુ ધાતુ, ફોડીને નિસરે.—પ્રેમરસ

સકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણુ જ હરે;
૫ ક્ષાર સિંધુનું માછલડું જ્યમ, મીઠા જળમાં મરે.—પ્રેમરસ

સોમવેલી રસપાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે;
વગરવંશીને વમન કરાવે, વેદ વાણી ઉચરે.—પ્રેમરસ

ઉત્તમ વસ્તુ અધિકાર વિના મળે, તદપિ અર્થ ના સરે;
મત્સ્યભોગિ બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે.—પ્રેમરસ

૧૦ એમ કોટિ સાધને પ્રેમ વિના પુરુષોત્તમ પુંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રી ગોવરધનધર, પ્રેમભક્તિયે વરે.—પ્રેમરસ

દયારામ



## ૧૦૧

## संतो आवो अमारडा देशमां जो

સંતો આવો અમારડા દેશમાં જો:
શાને ભટકો છો ફોગટિયા વેશમાં જો—સંતો

જ્યાં શોક રોગ મૃત્યુનો ભય નહિં કદા જો;
બ્રહ્માનંદ સુખ વરતી રહ્યું સર્વદા જો—સંતો.

૫ કાયા કલેશ દોડ ધૂપ ન કરવો પડે જો:
જ્યાં જોઇએ ત્યાં સ્વામી સનમુખ જડે જો—સંતો

બાધા વિશ્વમાં વિરાજે નાથ અમ તણો જો;
રક્ષા કરવા નિજ જનની ચંચળ ઘણો જો—સંતો.

જેની બ્રહ્માદિક દેવતા આશા કરે જો;
૧૦ કામ ક્રોધ ચોર દૂર નાઠા ફરે જો—સંતો

એ છે સદા ચૌદ લોક વિષે જાગતો જો,
જાણ્યા પછી કદી થાય નહિ અણુછનો જો—સંતો

મહા વ્રત તપ યજ્ઞ આદરે જો;
તેથી નાથજી કબુલ કદી નવ કરે જો—સંતો
૧૫ સત્ય ધ્યાનથી જણાવે નિજ રૂપને જો;
વણુ ધ્યાન ન જણાવે મોટા ભૂપને જો—સંતો
એવા દેશમાં જો આવ્યાની આશા કરો જો;
સદ્‌ગુરુજી શીશ ચરણે ધરો જો—સંતો
ગુરૂ વચનેથી સાધન આદરો જો;
એ તો સદ્ય નિજ દેશ પમાડે ખરો જો—સંત
સચ્ચિદાનંદ બ્રહ્મ ધ્યાન પામશો જો;
તેથી જનમ મરણુ ભય વામશો જો—સંતો

**મનોહર સ્વામી**



## ૧૦૨

## મેહ્‌જેઠવા અને ઉજળી

ઘોડા ધુમલીના, બીજે બંધાયે નહિ,
સાસતા પાડો સગા, આવી આભપરાના ધણી.
સોરઠ સાંઠો ન સોરીએ, જુના ન તોડિએ નેહ,
આભપરેથી આવી ઉજળી, હાથ ઝાલે તું મેહ.
૫ પરદેશુંની પીડ જેઠવા તેં જાણી નહિં,
તાકી રાખેલ તીર, ભાથે રહ્યાં ભાણુનાં.
બરડે બાથ ભરી, આંગણુ અમે લઇ રોપીઓ,
ફુલના ફાંટ ભરી, તેં જોરવ્યાં નહિ જેઠવા.
નાણે દાણા ન જડે, નારી છાંડે નેહ,
૧૦ કાં વીજલીએ વલુભીઓ, કાં માંદો પડયો મેહ.

નમીઉં હતીઉં નકાર, તેદી બોલાવતો બરડાના ધણી
જાંગે ભાગ્યાં જોર, ત્યારે જાતાં કરે જેઠવા.

માણી લેને મેહ, અમને માન મેલાવીઆં,
સોનાની સગાં ઝાંગું ન હોય જેઠવા.
૧૫ અંગમાં અંગારા રગ રગે રાણા ઘણા,
મારી દેહને દેને ટાઢ વરસી વીણુના ધણી.

છાણે વીંછી ચઢાવીઓ ચકર મારે તેહ,
બરડાનાં બીલાં હેઠ માગી લીધેલ મેં તને.
ફરતું આને ફુલ, તેને માળી મળે નહિં.
૨૦ માખી શું જાણે મૂલ, ભ્રમર પંખી ભાણુના.

ઉનાળાનાં અમે, લુએ લેવાણાં,
તરસે તલવલીયે, જલપેં વાલો જેઠવો.
વણુસગે વણુ સાગવે વણુ નાતરીએ નેહ,
વણુ માવતેરે જીવીએ (પણુ) તું વણુ મરીએ મેહ.

'લૌકિક દુહા'



૧૦૩

# राणकदेवीनो विलाप

( દુહા )

તરવરીઆ તોખાર, હૈયું ન ફાટયું હંસલા,
જાતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં.

કાં ટઉકે ગરજ છ મોર, ગોખે ગરૂવાને ચઢી,
કાળજ કાપી કોર, પીંજર દાઝયો પાણીએ.

૫ ગરવો ગઢ ગીરનાર, વાદળથી વાતું કરે,
જાતાં રા'ખેંગાર ખરેડી ખાંગો નવ થયો.
મ પડ મારા આધાર, ચોસલાં કોણ ચઢાવશે,
ગયા ચડાવનહાર, જીવતાં જાતર બાળશે.
સ્વામી ઉઠો સૈન્ય, લઇ ખડગ ધરો ખેંગાર,
૧૦ છત્રપતિએ છાઇઓ, ગરવો ગઢ ગીરનાર.
વાયે ફરકે મુછડી, રયણ ઝળકે દાંત,
જુઓ પટોળાંવાળીઓ, લોબડીવાળીનો કંથ.
માણેરા મ રોય, મ કર આંખો રાતીઓ,
કુળમાં લાગે ખોય, મરતાં મા ન સંભારીએ.
૧૫ પાયણને પરડતે, કહો તો કુવા ભરાવીએ,
માણેરા મરતે, શરીરમાં સરણાં વહે.
સારૂં શહેર વઢવાણ, ભાગોળે ભોગાવો વહે,
ભોગવતો ખેંગાર રાણ, ભોગવજે ભોગાવા ધણી.

'લૌકિક દુહા'



## ૧૦૪

## નીતિ તુંબી

( ૫૬ )

નીતિ તુંબી ભવસિંધુને તરાવે
તુફાની તરંગમાંથિ,
વાયુ ભયંકારમાંથિ,
ધારવાળા ખડકમાંથિ,

ક્ષેમ તીરે લાવે લાવે,—તે તરાવે—નીતિ ટેક
વિંટળાઇ વળી લાલચો ચોપાસે;
નથી ધૈર્ય અને સત્યનું બળ પાસે;
અરે રહેવું બંધાઇ જમપાશે;
પ્રભુ! પ્રેર તું ઉપાય, લાગું પાય, હે જગરાય,
૧૦ તું સમરાય, સુખડું થાય, મનની લાય,
બહુ બહુ હાય, સહુ સમાય,
સંકટો ના'વ ના'વે—તે તરાવે—નીતિ.
આશા લોભ આદિ આધિ ફિકર મ્હોટી,
કરે તાવ વ્યાધિ શરીરતણી સોટી;
૧૫ બીજી અડચણો ઉપાધિ પીડ મોટી;
અરે દુ:ખડાં ના ગણાય, ના જણાય, પણ હણાય,
ગુણ ગણાય; ઝટ તણાય, હરિ ભણાય, સુખ આણાય,
ધરું સત ભાવે ભાવે—તે તરાવે—નીતિ.

**નર્મદાશંકર**



૧૦૯

## ડગલું ભર્યું કે

ડગલું ભર્યું કે ના હટવું ના હટવું;
વેણ કહાડયું કે ના લટવું ના લટવું; ટેક.
સમજીને તો પગલું મુકવું, મુકીને ના બ્હીવું;
જવાય જો નહિં આગળ તોયે, ફરી ન પાછું લેવું.–ડ૦ વેણ
૫ સંકટ મ્હોટું આવી પડતે, મ્હોડું ન કરવું ન્હીલું;
કળે કળે ખુબ લડવૂં, પણ ના કરવું ફરવા ઊંચૂં–ડ૦ વેણ

જ્યાં ઊભા ત્યાં ચોટી રહીને, વચન લેવું સબળું;
આભ પડો કે પૃથ્વી ફાટો, તોય ન કરીયે નબળું-ડ૦ વેણુ
ફતેહ કરીને આગળ વધશું, અથવા અહિંઆ મરશું:
૧૦ પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કરશું-ડ૦ વેણુ
તજી હામ ને ઠામ મૂકવા, ખૂણા જે કો ખોળે;
ધિક્ક કાયર તે અપજશ રૂપી, ખાળકુંડીમાં બોળે-ડ૦ વેણુ
ન્હાસી જાતાં હસે શત્રુઓ, સાથી ફિટ કહિ કહાડે:
બ્હીકણ બાયલા નામર્દા એ, નામ મળે ઉપાડે-ડ૦ વેણુ
૧૫ પોતાનો પસ્તાવો થાયે, જખ મારી રે ભારે:
મુવા નહિ કાં કરી પરાક્રમ, રણે ઉઠાવ્યું જ્યારે-ડ૦ વેણુ.
શૂરવીર તે જશનો લોભી, હિંમત મદિરા પીયે:
ઉમંગથી તે ધસી વધે વા, ખૂબ ટકાવી રાખે-ડ૦ વેણુ.
ભણી ગણી જન પુખ્ત વિચારે પાયો નાંખે મજબૂત;
૨૦ કો કાળે પણ જશ મોટો લે, નર્મદ કેરૂં સાબૂત.-ડ૦ વેણુ

નર્મદાશંકર



## ૧૦૬

## रणगीत

ધસો સૌ ધસો ઝપટ રણમાં!
વસો નહિ અંતર કાયરતા!
ઘૂમો રણજંગ ખૂબ ઘૂમો!
શત્રુદળ કંઠ ખડગ ચૂમો!
૫ લહો લ્હાવો કરી કેસરીયાં!
ફરિ ફરિ એ દિન હોય કયહાં?

દેશ નિજ કાજ દેહ ધરવી!
કીર્તિ અપ્સરા અમર વરવી!

તીક્ષ્ણ શરકુસુમ સુવરસાવો
૧૦ લોહીએ રંગ જ ઉડાવો!

જુદ્ધ હિંડાલે મ્હસ ઝૂલો!
ફાગ એ અથાગમાં ડૂલો!

અહા આનન્દ વીરરસ જ્યહાં!
મોત ડર દુઃખ જ ફરે ક્યહાં?

૧૫ ચલો ઝટ ભૈયા લ્હડવૈયા!
રમે રણ નર્તન તતથૈયા!

'આર્યોત્કર્ષ' ઉ૦ ઉ૦ ધ્રુવ



## ૧૦૭

## स्विस वनस्पति दर्शन

( વંશસ્થ )

વનસ્પતિ શું વનમાં ઘુમી રહી!
વનસ્પતિ માતૃભૂમિ ચુમી રહી!
ગિરિ તણે શૃંગ સુતી જઇ કહીં!
સુકંઠ નાળાં નદી કૈં લપેટતી!

૫ પીળાશથી સોનું કંઈ લજાવતી
લીલાશ પાનાં મણિને મુઝાવતી!
ન ઘેરી ના સામળી કેરી જોડી છે
વિચિત્ર રંગી રચના ન થોડી છે!

ઘટાથી ઘાડીથી કંઇ ઘુંચાય છે,
૧૦ ઘટાથી કૈં છાછરી એ છવાય છે;
સટા ઉંચીથી કંઇ સિંહયાળ શી
ટટાર વૃક્ષે શી લટાળી રહી હસી!

કંઇ કરે વાતડી આભલાં થકી
રવીન્દુ દૃષ્ટિ જહિં ફેંકી રે' ટકી;
૧૫ દિને નિશે સાંજ સવાર ખેલતા
હસાવી પુષ્પો ઝઝળાવીને લતા!

કંઇ થકી દ્રાક્ષના ફળે નમી
થઇ સુવેલી ફુલથી હસંતી એ;
અનાજનું રૂપ ધરી તૃણાંકુરે
૨૦ સુવૃક્ષ દેહે દીપતી શી એ સ્ફુરે!

સુધન્ય ભૂમિ સ્વિત્સ આ લડાવતી,
કિશોરી દેવિ રસિલી રમાડતી;
સુગુર્જરી ભૂમિની બ્હેની તું હસે,
સદા સ્વતંત્રતા તું! હું ભૂમિ એ હિસે.

'યુરોપયાત્રા, પ્રવાસપુષ્પાંજલિ' ઉ૦ ઉ૦ ધ્રુવ



## ૧૦૮

# विदायगोरी

( ૫૬ )

સાથે આવો તો સગપણ જાણીએ હો જી—એ ધૂન
અમે વહાણે ચઢયા પ્રેમાનંદને, કરી જગત બધાને જુહાર રે,
હોડી માછીડા વહેલી હંકારજે—સાથે.

નમું જ્ઞાન વેદાન્ત વિચારને, જેણે માયા વિટંબના વેઠતાં રે,
૫ આપ્યાં ખીલા ને પાટીઆં વહાણનાં—સાથે.

આવો દૈવ નમું તમને નમી, તમે ખેલ રમાડી રંજાડી રે,
ઘડી હોડીને સાંધા પૂરીઆ—સાથે.

ગુરૂ શંકરને નમું પ્રેમથી, જેણે રેણુ અણુ ને બ્રહ્માંડથી રે,
આપ્યાં ઘડીને માછીડો આ વહાણમાં—સાથે.

૧૦ માડી તમને નમન પે'લાં સર્વથી, ફેડી જાતને કીધાં જતન રે,
દીધો અનુભવ પ્રેમ સુકાનનો—સાથે.

નમું ભૂર ભુવર સાતે લોકને, જેણે વિધવિધ દાખવી રંગ રે,
હોડી હાંકવા દરિયો ભર્યો ભલો—સાથે.

નમન પ્રથમ ગુરુ પિતા પ્રેમથી, જેણે બુદ્ધિનું આપી દાન રે,
૧૫ દરિયો ઝેરનો અમૃતથી ભર્યો—સાથે.

નમું કાવ્યતરંગ વિનોદને, કરી સુખ દુઃખમાં પૂરો ભાગ રે,
મીઠી રમતમાં આણ્યા આ ઠામમાં—સાથે.

નમું નમી નમી હું બેવશાઇને, જેણે રમત રમાડી અનુપ રે,
દીધાં મુકી આ આનંદ રેલમાં—સાથે.

૨૦ પહોંચે નમન બહુ બહુ શત્રુને; જેણે નિત્ય નિત્ય પૂર્ણ પ્રહારથી રે,
ખોદ્યો અભિમાન ખડક આ માર્ગનો—સાથે.

નમું દેશ વિદેશ વિશેષને, નમું હિન્દુ મુસલમાન રે,
જેણે શણના દોરા વણ્યા સામટા—સાથે.

જાઓ પાછા નમું નમું પ્રેમથી, તમે નિર્ભય નામ નિશાન રે,
૨૫ લક્ષે ધરજો સદા ઉંચે અમતણું—સાથે.

આજે નમું હું નમું ગુરુ સર્વને, જુદાં નામ ને રૂપ તમામ રે,
ભર્યો પવન અભેદ આ શઢ વિષે—સાથે.

નકું ખાખીડા હોડી હંકારી લે, ભલે ભાગી હોડી ડુબ્યાં સર્વ રે,
ડુબ્યાં દરિયો ને હોડી કહેનારમાં—સાથે.

'આત્મનિમજ્જન' મણિલાલ



૧૦૧

## અમર આશા

( ગઝલ. )

કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઇ છે!
ખફા ખંજર સનમનામાં રહમ ઊંડી લપાઇ છે!—કંઇ૦

જુદાઇ જીંદગીભરની કરી રો રો બધી કાઢી,
રહી ગઇ વસ્લની આશા, અગર મરહમ ફપાઇ છે—કંઇ૦

૫ ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી,
હજારો રાત વાતોમાં, ગુમાવી એ કમાઇ છે—કંઇ૦

ઝખમ દુનિયા ઝબાનોના, મુસીબત ખોફના ખંજર,
કતલમાં એ કદમબોસી, ઉપર ક્યામત ખુદાઇ છે—કંઇ૦

શમા પર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ,
૧૦ અગમ ગમની ખરાબીમાં, મઝેદારી લુંટાઇ છે—કંઇ૦

ફના કરવું ફના થાવું, ફનામાં શહ સમાઇ છે,
મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઇ છે—કંઇ૦

ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું,
સનમના હાથની છેલી હકીકતની રફાઇ છે—કંઇ૦

૧૫ સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે,
તડપતે તૂટતાં અંદર, ખડી માશુક સાંઇ છે—કંઇ૦

ચમનમાં આવીને ઉભો, ગુલો પર આફરીં થઇ તું,
ગુલોના ખારથી બચતાં બદનગુલને નવાઇ છે—કંઇ૦
હજારો ઓલિયા મુરશિદ ગયા માશૂકમાં ડુબી,
ન ડૂલ્યા તે મુવા એવી કલામો સખ્ત ગાઇ છે—કંઇ૦

'આત્માનમજજન' મણિલાલ

૧૧૦

## સિંહ

ક્ષુદ્ર પશુ! ચલો! નાસી સહુ જાવ!
કરૂં કયમ ક્ષુદ્ર જીવ પર ધાવ?
નીરખતામાંજ રવિકરતાપ, સરોવર માત્ર સુકાઇ જાય;
ભીડે પણ ઉગ્ર ભાનુ જયાં બાથ, સલિલના ક્રોધી નાથની સાથ,
૫ ઉદક નિધિ ઉછળી ગર્જતો ત્યાં જ,
વીંજતો પછડાતો વીચિ હાથ,
ધરતી તણી પીઠે રચે ધમસાણ
દોડતી શત શત યોજનમાન,
ધસડતો મ્હોટા તણા પાષાણ
ત્હોય રવિ ચ્હડી થાય શિરતાજ!
૧૦
તેજ રીતે વનદન્તીની ગર્જના શુણી મ્હારી ઉછળતા,
મદ ઝરતા કર પછાડતા, ચીસ પાડી દંતને ઘસતા;
ઘસતા દંતો ગિરિવર શિખરે તીક્ષ્ણ પ્રહરવા કાજે
તોડી તોડી દ્રુમવર ઉખેડી પકડી શુંડ કુંડાળે;
૧૫ પકડી શુંડ કુંડાળે દ્રુમવર ઉછાળતા આકાશે,
સ્તમ્ભ સમા પગનિશુંભ ભરી કચરીજ રસાતાળ ફાડે!

દીર્ઘ ભરે પગલાં, ડોકે, સહુ ત્રાડ એકડી નાંખે !
બની ઝુંડ વનને ચમકાવે રસવીરને સળગાવે !
એ રસનો ભડકો બનતાં મુજ ઉર પ્રફુલ્લજ થાય,
૨૦ થાળ ઉછાળી, ધનસમ ગાજી, નીકળું ઝાડીથી બ્હાર !
નીકળું ઝાડીથી, જનક સભામાં તુટી છુટી ધનુ કમાન,
તે સમ છુટી, શર સમ કૂંદકાઇ, પડું ઝુંડની માંહ્ય.
પડું ઝુંડની માંહ્ય, ભયંકર જેમ તોપનો ગોળો
પડે શત્રુના સૈન્ય મધ્ય ને રચે ઘાણુ ઘણું બ્હોળો.
૨૫ ધ્વન સ્તમ્ભ પર રક્ત રવિ સમ કોને ચરણે બાઝું,
રિપુકેશપર વીરહસ્ત સમ કોની શુંડે રાજું.
નીલગિરિ શિખરે ગરૂડ સમો ચ્હડી કોની પીઠે બેસું,
રણડંકાસમ ત્યાંજ ગાજતો કર્ણધ્વજને ખેંચુ.
ઘણુ દંતીવરનાં દંતુસળ કચડી, કર્ણને બાઝી,
૩૦ કુમ્ભસ્થળ પર રૂધિર ઘડી પી, વિરમી રહું ઘડી ગાજી.
રૂધિર લિપ્ત મણિમુકુટ સમો ને તિમિરશિરેજ પ્રભાતે,
રક્ત રવિ સમ, ત્યાંજ પ્રમોદ પરમ મુજ ઉરમાં વ્યાપે.

( સિંહધ્વનિનો પ્રતિધ્વનિ. )

" જેણે નહિં જગતમાં પુરૂષાર્થ સાધ્યો,
૩૫ ઉચ્ચાચ્ચ જે પદ નહિં કદીયેજ પામ્યો,

તે જન્મ વ્યર્થ ધરતો ! ધુગ તેથી સારી,
વંટોળીયે ચ્હડી ઉડે ઘડી વ્યોમમાંહી. "

'સ્નેહમુદ્રા' ગો૦ મા૦ ત્રિપાઠી

❦

## ૧૧૧

## કુમુદનો પત્ર

અવનિપરથી નભ ચ્હડયું વારિ પડે જ પાછું ત્યાં ને ત્યાં;
ટુંકું કર્મ - ટુંકું રહેવાને સરજેલું આ ધરતીમાં.
નભ વચ્ચોવચ રંગીન થાતાં ગરૂડરાજની પાંખ થકી
સુભગ ઘડિક એ બન્યું; નવાઇ ન, એ દશા જો ના જ ટકી.
૫ પણ ઉંચા નભના સંચારી, પક્ષિરાજ, તું આવ્યો આ
ધરતી પર ત્યાંથી ઉડ પાછો; પક્ષ-હીનનો દેશજ આ.
ફફડાવી પાંખો સોનેરી, રચ રસયંત્ર તું રસધરમાં!
વિશાળ વ્યોમ માપી લે, ને ન્હા સૂર્યકિરણના સરવરમાં!
ગિરિશિખરે, ઘનમાં, ને નભમાં ઉંચો તું ઉડશે જ્યારે,
૧૦ સૂર્યબિમ્બથી સળગી ઉતરતા કર-અંબાર વિશે જ્યારે;
સુવર્ણપક્ષની જશે ભભક ભળી તે સમયે તુજ કીર્તિને
જોઇ જોઇ પૃથ્વીપરથી પૂજીશું ઉર મર્મથી અનુમોદીને.
નહિં ઉડાયે પોતાથી પણ પ્રિયની વિમાનગતિ જોઇ
રાચવું એટલું રહ્યું ભાગ્ય, તે રાખ! નીકર રહીશું રોઇ.

'સરસ્વતીચંદ્ર, ભા, ૧ લો' ગો૦ મા૦ ત્રિપાઠી



## ૧૧૨

## સરસ્વતીચંદ્રના ઉદ્ગાર

( ગઝલ )

દીધાં છોડી પિતા માતા, તજી વ્હાલી ગુણી દારા,
ગણ્યા ના મર્મ ભેદાતા, લીધો સંન્યાસ એ, ભ્રાતા!

પિતા કાજે તજી વ્હાલી, ન માની વાત મ્હેં તારી!
ગણ્યા ના ગાઢ નિઃશ્વાસ, લીધો સંન્યાસ એ, ભ્રાત!
૫ અયિ ઉદ્ધાર એ વ્હાલી! સખા! વ્હાલા! ખરા ભાઇ!
અમીની આંખ મીચો ને! જનારાને જવા દ્યો ને!
હતી લક્ષ્મી! હતા તાત! હતી વ્હાલી! હતો ભ્રાત!
નહી!–ત્યારે–નહી કાંઇ! ન લેવું સાથ કંઇ સાહી.

અહો તું ભાઇ–વ્હાલા રે! ભુલી સંસ્કાર મ્હારા રે,
૧૦ બિચારો દેશ આ આર્ય!–કરે તે કાજ કંઇ કાર્ય.
અહો તું ભાઇ–વ્હાલા રે! તું–રૂપી છે કમાઇ રે,
બિચારા દેશને તેને ગુમાવે શોધી શે મુને!

મુકી દે શોધવો મુને! મુકી દે શોચવો મુને!
પ્રિયાની આ દશા દેખું–નથી સંસારમાં રહેવું.
૧૫ હવે પાછો નહી આવું! મુકયું પાછું નહી ચ્હાઉં!
રહ્યું તે યે તજી દેવું–શું છે સંસારમાં લેવું?

હવે સ્વચ્છન્દચારી હું! યદચ્છા વેશધારી હું!
પતંગો ઉડતી જેવી–હવે મ્હારી ગતિ તેવી.
ઉડે પક્ષિગણો જેમ, હવે મ્હારે જવું તેમ,
૨૦ સમુદ્રે મોજું રૂહે તેવું, હવે મ્હારે ય છે રૂહેવું.
નહી ઉંચે—નહી નીચે–મળે આધાર, ધન હીંચે,
નિરાધાર—નિરાકારઃ—હવે મ્હારીય એ ચાલ.
સ્ફુરે પોતે, ન દેખાય, કુમુદની ગંધ ગ્રહી વાય,
અરણ્યે એકલો વાયુ! જીવન એ ભાવિ છે મ્હારૂં.
૨૫ જહાંગીરી—ફકીરી એ! લલાટે છે લખાવી મ્હેં!—
પ્રજા એ હું—નૃપાળ એ હું! ઉરે, ઓ એકલો, તું! તું!

'સરસ્વતીચંદ્ર ભા. ૧ લો' ગો૦ મા૦ ત્રિપાઠી

## ૧૧૬

# જયની આશા

અંધકારનો સમો પ્રબળ! આ દશા થઈ મારી!
સુન્દર, કોમળ, સબળ બધી મુજ સંતતિ કરમાઈ!

શું કરૂં? શું કરૂં? નવ ચાલે કંઇ! પ્રહર બહુ વીત્યા,
પ્રહાર બહુ મુજ સુન્દરતાએ તિમિર તણા ઝીલ્યા;

૫ ત્હોયે હરિનો હાથ અમારે! અંધકારમાં જીવું;
પોષણ પામું, રહું સુવાસિત, અંતર્બળ ના મૂકું;

હઉં પામું આનંદ વિજનમાં; ભલે લોક ના દેખે!
અંધકારની મધ્ય અંક મુજ બાળ સમૃદ્ધિ ખ્હેકે.

મન્વંતર ભર, અંધકાર! તું ભલે રહે ઉભો,
૧૦ છવાય તેટલું છાય ભલે તું, ભલે જ તું બીજે!

અંધકાર! તુજને હંફાવું વર્ત્તમાનમાં આજે;
મન્વંતર પળ સમા ગણું, પળ પળમાં પુરી થાશે.

પ્રભાત પળમાં થયું દેખાડું, ઉષા પ્હણે આવે;
અંધકાર તુજને હંફાવી ધકેલીને ક્હાડે.

૧૫ જાત મુજ, મુજ પ્રજા સુકોમળ, હતી તેવી થાશે,
અંધકારને હંફાવી જય ભવિષ્યનો ગાશે.

'સરસ્વતીચંદ્ર ભા. ૪ થો' મો૦ મા૦ ત્રિપાઠી

❦

## ૧૧૪

## ચંદા

( વિષમ હરિગીત )

શાંતિ શીતળ વરશિને સુખમાં સુવાડું રાત્રિયે,
જે નદી, સરવર, અદ્રિ, તરવર, દિવસ તપિયાં ત્હેમને;
કુમુદિની કરમાઇ દિવસે થાકીને સુઇ જતી
ત્હેને જગાડું કરવડે મૃદુ સ્પર્શ કરીને પ્રેમથી.

૫ કન્યકા હું કુળવતી, મુજ માત મ્હોટી મેદિની,
તેજસ્વી સૂર્ય પિતાજી મ્હારા, એમનાથી રહું બીની;
માત મ્હારી પૂજ્ય ત્હેની પ્રદક્ષિણા કરૂં ઊરથી,
મુજ તાત તે પણ પૂજ્ય ત્હેવા, વંદના કરૂં દૂરથી.

નામ ચાંદા મધુર મ્હારૂં પાડિયું મુજ માડિયે;
૧૦ ઘણી વેળ વિચરૂં ખેલતા આ વ્યોમકેરી વાડિએ,
માંહિ વ્હેતી વ્યોમગંગા દૂધ જેવી ઉજળી,
ને ફૂલડાં ખીલ્યાં રૂપાનાં તે ગણુંતી ફરૂં વળી.

ફરૂં બ્હીતી તાતથી, પણ માત મુજ મન ભાવતી,
નિજ સંગ લેઇ ધીમી ધીમી પ્રદક્ષિણા જ કરાવતી;
૧૫ બન્ધુ મ્હારો રાહુ તે ઉઠયો કુછન્દી કૂબડો,
કંઇ કોટિ વેળ મુન કનડતો, એ અકારો થઇ પડયો.

જ્યારે જાય પિતાજી ત્યારે આંગણે રમું કોડથી,
રૂપા અને હીરા તણી ગેદો લઇને દોડતી,—
એક લઉં, બીજી ઉછાળું, ત્રીજી શિરે ઝીલું ધરી,
૨૦ વળી ફૂંદી સઘળી વેગળી માડી ભણી નિરખું હશી.

માગ્યું માત મહી કને, ને તાતની અનુમતિ લીધી,
આ મૃગલું મ્હારૂં;–આપુ! ત્હેં હજી સુધા કેમ નથી પીધી?
સુધા પાતી એહને,–ભરી કુમ્ભ આપ્યો તાતજી—
રાખું ઉછંગ મહિં સદા એને કદાપિ ન દઉં તજી.

૨૫ વાંકુ વળિયું રમ્ય રીતે અણીવાળું નાવડું
માતા પિતાએ આપ્યું મુજને, કોદિ તે પર જઇ ચઢું,
ચઢી મૂકું તરતું તે સ્વચ્છન્દ ચાલ્યું જાય ત્યાં,
ઊંડું ભૂરૂં આકાશ કેરૂં જળ અમળ ફેલાય જ્યાં.

ત્યાં ઘને કો ઠામ વેરી ઝીણી રૂપેરી રેલ તે
૩૦ લઉં ખેલવા લંબાવી કરને નાવડેથી જતે જતે;—
ને બધી આ વેળ હરણું મ્હારૂં જે બહુ બ્હીકણું,
મુજ સોડયમાં સંતાઇ સૂતું, એ મુને રૂચે ઘણું.

એવી મેઘની રેતી સરસું નાવ મુજ ઘસડાય જ્યાં,
મધુરા, રસિલા, મંદ, ઝીણા, સુન્દરા સુર થાય ત્યાં;
૩૫ માત્ર દિવ્ય જનો સુણે એ મીઠું ગાન મનોહરૂં,
ને સુણે હરણું મારૂં ને ઉંઘ મીઠી લે ખરૂં.

ઊઠી હું મૃદુ ને સુંવાળી સેજમાંથી જળતણી,
નાખું નજર ઝીણી સીધી સાગર અને ભૂમિ ભણી:
રંગરાતું મુખડું મ્હારૂં કંઇ વિશાળું સિંધુમાં
૪૦ ધોઇ કરી ચઢું વ્યોમ, વળગ્યાં વાળશું જળબિન્દુડાં.

મેઘ પેલો મસ્તીખોરો મુજને રંજાડવા
કંઇ યુક્તિઓ બહુવિધ કરે ભંગાણુ મુખમાં પાડવા;
પણુ હું તો હસતી રમતી ફરૂં ઊપર નભ વિષે,
ને એહ અસ્થિર મેઘલાશું કદી ભરાઉં નવ રીસે;

એ જ મુજને પ્રેમભર આલિંગીને કદી લાડતો;
કો સમે નિજ સિંહાસને મુજને વળી બેસાડતો;
ને રૂપેરી કોરનો રૂમાલ ધોળો દે કદી,
કદી પાથરે મૃદુ સેજ તે પર વળી ક્ષણભર રહું પડી;

કો ઘડી વળી શામળી નિજ શાલ લેઇ તે વડે,
૫૦ આરી ઝડપ રમતો રમતો મુખડું ઢાંકી દિયે;
ને ત્યાંહ અંબોડલો મુજ જાય છૂટી તે સમે,
ને વાળ ચળકંતા રૂપેરી વિખરી ચોગમ રમે.

પૂર્ણ પામી વિકાસ મુખ મુજ હાસ કરતું પ્રેમથી,
તે સમે સિન્ધુ વિશાળું નિજ ઉર વિસ્તરે સ્હામો હસી;
૫૫ ને કરંતો મંદ મંદ ઘુંઘાટ ભર આનંદથી,
ફેંકી તરંગો મુજ ભણી ધીમે ધીમે નાચંત શું!

ભેટવા વિસ્તારી કરને બાથ ભીડું માતને,
તે મુને મંદ હસંતી નિરખે પ્રેમભીનાં લોચને;
અચળ પેલા તારલાની આસપાસ ઘુમંતી તે,
૬૦ સપ્તર્ષિ કેરી ગાડલી મુજ દ્રષ્ટિ પડતાં ફીકી બને.

નદીમાં, સરોવરમાં, ને સિન્ધુમાં કદી ન્હાતી હું,
તે વેળ થોડા તારલાને સંગ મુજ લઇ જાતી હું;
ત્યાંહિ નાચું લ્હેર કરતી, વળી ડુબકાં ખાતી હું,
ને મૃગલું મ્હારૂં તેહને એ નવલ જળ કદી પાતી હું.

કદી ઉંચા પર્વતે ચઢી ટોચ પર ઉભી રહું,
નીચે બિછાવ્યા મ્હેં રૂપેરી તેહ જાજમ નિરખું;
દ્રષ્ટિ ઉંચી ફેંકું વળી ઉડું ભૂરે આકાશ જ્યાં,
ફરી જોઉં વળી રમતો પવન વનવેલી સંગે રાસ ત્યાં.

એક પર્વતરાજ મુજ નીચે વિરાજે વિસ્તરી,
૭૦ જેનાં શિખર પર હિમ નિરંતર વાસ કરી રહે છે ઠરી,—
નિજ તળે સુવિશાળ ખંડ પડયો અલૌકિક તેહની,
વિધવિધ દશાઓ ઉંચી નીચી કાળચક્રે ફરી ઘણી;

તે અનંત ગયો જ વીતી કાળ ત્હેમાં નિજ સ્થિતિ
નિશ્ચળ રહી, તે જોઇ કરતો હાથ કંઇ ઉજ્જ્વળ અતિ,—
૭૫ એવો મોટો મહીધર નભમહિં ધરતો રસે
હજાર શૃંગે દર્પણો, પ્રત્યેકમાં મુખ મુજ હસે.

કો સમે વળી મધ્ય નભમાં રહું ઊભી ઝઝૂમતી,
નીચે સુતાં જે ઝાડઝુંડો ત્યાં નજર મુજ ઘુમતી;
મુજ કરે રૂપેરી બુટ્ટાદાર શતરંજી ગુંથી
૮૦ ત્યાં પડી તે જોવા હું નાખું દ્રષ્ટિ ઝીણી મથી મથી.

પછી નીચે ઉતરૂં જ્યાં વ્યોમ પૃથ્વી ચુંબતાં,
ને તરૂઘટાબાકાં મહિં મુજ ગ્હોળું મુખ ધરી થંભુ ત્યાં;
પછી સિંધુ કિનારેપર પળ માત્ર હું ઊભી રહી,
ફરી ડોકીઉં ફરી એક વેળા, સૂઉં જળસેજે જઇ.

૮૫ મેઘ નિજ ચઢતી સમે મુજને દમે રિખૂટી કરી
માડી થકી બહુ વેળ લગી આ વ્હાલસોઇ દીકરી;
વિરહ ટળી જે વેળ મળી મુજ માડીને નિરખું ફરી,
તે વેળ કેવું પ્રફુલ્લ મુખ મુજ ધરે શોભા સુંદરી!

કોઇ કોઈ સમે તથાપિ વિયોગ અવધિ અંદરે,
૯૦ પાદપ્રહારે તોડી ઘનપડ, પછી જનનીમન્દિરે
ડોકિયાં કરૂં જ્યાંહિ જ્યાંહિ પાડી બારી એમ મ્હેં;
ને માતમન્દિર મુકુર મુકિયાં મુખ નિરખવું ત્યાં ગમે.

ન્હાનું મ્હોટું થાય વપુ મુજ, પણ નિરંતર અમર હું.
ને જે સમે દેખાઉં નહિ તે સમે તાતની ગમ રહું;
૯૫ એક ફેરી ફરી રહું માડી પછાડી જ્યાહરે
જઉં એક વેળા ભેટ લેવા તાતની તો ત્યાહરે.

સલુણી સંધ્યા સખી પ્રિય મુજ, ભેટ લેવા તે તણી;
મુજ હોડલામાં બેસીને જાઉં કદી હું બનીઠની;—
પવન મૃદુથી આંગણું વાળી સમાર્યું સ્નેહથી,
૧૦૦ વેર્યાં કુસુમ નવરંગ એમાં ઝીણુઝીણા મેહથી.

શાંત એનું નિરખી મુખ મુજ સુખનદી નવ થોભતી,
નારંગી રંગે સાળુ સુંદર પ્હેરી સખી શી શોભતી!
ચકચકિત સહુ પહેલ ચ્હોડયો તારલો સખી ભાલમાં,
ભાડંતી અડકું એહને કદી આવી જઇ બહુ વ્હાલમાં.

એવી એવી રમત વિધવિધ સખી સંગ રમતી હું;
પણ ભેટવા આવે મને એ ત્યાહરે ચમકી બીહું;—
કેમકે સામેથી પેલી આવી કાળી રાક્ષસી—
મુઇ રાત્રિ એણે દૂર સખિયો કીધી, ક્રૂર વચ્ચે ધસી;

ઉડી ગઇ મુજ સખી ઝીણી પાંખ નિજ ઝળકાવીને;
૧૧૦ ને મુજને તો રાક્ષસીએ પકડી લીધી આવીને,
રાખી કરમાં થોડી વેળા પછી મુને તે ગળી ગઇ;—
જાણે નહિં—હું અમર છું ને બેઠી મૂજ મન્દિર જઇ!

'કુસુમમાળા' નરસિંહરાવ

૧૧૯

## પાન્થ પંખીડું

( શાર્દૂલવિક્રીડિત છંદ. )

આ જો, ઘોર તિમિરશો જીવિતનો બ્હોળો પડયો પન્થ છે,
નિર્માયો સહુ કાજ એ ક્યમ પછી પાછો ફરી તું શકે ?
લેવાનો શિરભાર તે લઇ અને આકાશમાં ઉડવું,
જાવું જ્યાં લઇ જાય વાયુ તુજને વિશ્રાન્તિ લેતા જવું !

૫ જો તે કાશ્મીર દેશના મધુરવા મીઠા ઝરા આવશે,
વ્હાલા પાન્થ ! તહીં જરી વિરમજે એ દેશ વ્હાલો મને;
ત્યાંના તે અતિ રમ્ય ને ટપકતા મીઠા રવે કુંજમાં—
ગુચ્છા દ્રાક્ષ તણા બિલોરી જલમાં છાયા રહે પાડતા !

પુષ્પોની રજથી ભર્યા અનિલ ત્યાં વૃક્ષો ધુણાવી રહે,
૧૦ ત્યાં તું ટોચ પરે ચડી, સ્થિર થઇ, મીઠાં ફલો ચાખજે;
સોનેરી તુજ પીંછડાં શ્રમિત તે તાજાં કરી લે ભલે,
જાવાનું બહુ દૂર ત્હોય તુજને ત્યાં થાક લાગ્યો હશે !

જાણ્યો તેં નથી માર્ગ ને વિકટ છે ત્યાંનાં વનો ને ગિરિ,
કિન્તુ સુન્દર સૌ પ્રદેશ નિરખી પ્રેમે વહેવું તહીં;
૧૫ ત્યાંની કો સરિતે તરી, ઠરી જરી; ક્રીડા કરન્તા જરા
અંગો તપ્ત થયેલ શીતલ થતાં આનન્દ આવે મહા !

સંધ્યાએ વળી હિમ પર્વત તણાં શૃંગો ગુલાબી બને !
ખીણે ખીણ, ઝરે ઝરા, સર સહુ ત્યારે રૂપેરી બને !
ત્યાંના તે ગિરિ શાં તરુ ગિરિ નભે તારાથી વાતો કરે,
૨૦ તે સૌ દિવ્ય ઉજાસમાં ગરક થૈ હર્ષે ભર્યાં ખીલશે !

ત્યારે તો પ્રિય જે હશે તુજ દિલે તે યાદ સૌ આવશે,
આજે તો તુજ ચિત્તડું દુઃખ ભર્યું ને અશ્રુ બે ખેરજે!
કુમકુમ કો પડી ઝાપટું વહી જશે ને કૈંક ફ્હેવું જશે,
ત્યારે તું પ્રિય તે ઉદાસ સુખમાં ડુબી ભલે મ્હાલજે!

૨૫ વ્હાલા, હું ગુરૂ ને વળી તુજ સખે, તે ભક્ત સંભારજે;
બાળુડા! મુજ પ્રાણ! તે વખત તું શોજે અરેરે ભલે!
ઉગેર્યું તરૂ એક મેં વન મહીં ત્યાં તું વળી બેસજે,
વ્હાલા મેં લઘુ એક કોતરી લખ્યું તે કાવ્ય તું વાંચજે!

હા, હું એ ધસડાઇ એક વખતે વ્હાલા! ગયો ત્યાં હતો,
૩૦ વ્હાલાંનો વિરહી બની હૃદયને ચીરી રડયો ત્યાં હતો;
તે અશ્રુ ઝરણું જ શોણિત સમું તે કાવ્યમાં છે ભર્યું,
સ્વેચ્છાએ ભરી ચંચુ લાલ મુખની પીજે ભલે આંસુડું!

ને જો શુષ્ક રણે જવું તુજ બને ઓળંગી સિન્ધુ અરે!
રેતીના ઢગ ત્યાં ઉડે, પવન ત્યાં ફુંકી ઉન્હા આફળે;
૩૫ તું મ્હારૂં, તુજ હું, બની પણ સખે! હું બોમિયો ના શકું!
એવા સંકટમાં અરે! મદદ ત્યાં આપી જરા ના શકું!

પાંખો સુન્દર ત્યાં અતિ શ્રમવતી ચોળાઇ ચીરાઇને—
કંઠે સોસ પડયો હશે જલ વિના બાપુ! અરેરે તને!
પાંખોને તુજ શક્તિ ત્યાં ગરૂડની દેજે પ્રભુને સ્તવી,
૪૦ ને જાજે જલદી ઉડી, ઘટિત ના રોકાવું ત્યારે ઘડી!

ત્હારા માર્ગ પરે ઘણા તુજ સમા પાન્થો ગયા ઉડીને,
માર્ગે તે જ જવું, ભલે સુખ તને આવી મળે ના મળે!
નિર્માયું જવું તો જવું દુઃખ દહી, આનંદ ધૈર્યે વહી,
આ તો જીંદગીભાર પુણ્ય સરખો સૂએ ન સિદ્ધિ કશી!

૪૫ પ્હોંચે જ્યાંસુધી સ્થાન તું અવધિનું, તે અન્ત આવ્યા સુધી—
આકાશે જલદી અગાડી ઉચકી તે ભાર જા તું ઉડી;
પૂરા સાહસથી બલિષ્ઠ દુઃખને સન્તોષથી પી જવું;
ને આનન્દ વિશેષ પ્રેમ સુખથી તે દુઃખમાં માનવું!

હું આ વૃદ્ધ રડું ન તે ઘટિત છે, લુછું હવે અશ્રુને,
૫૦ જા તું, થા સુખીયું ન આમ રડતું, છાતી થી ચાંપું અને!
રક્ષે ઇશ્વર પાપથી હૃદયને દોરે સુમાર્ગે તને,
વ્હાલા પાન્થ! સુખી સુખી સુખી થજે! આશિષ મ્હારી તને!

'કેકારવ' કલાપી

## ૧૧૬

## भवसागर

મિત્રગુરો! તું ગયો ડુબી, નહિ ભવસાગર આ તરી શકયો,
ડુબતાં સુધી નિજ પોત તણી પણ ઝમક કંઇ કંઇ દાખી શકયો;
આવ્યાં અમૃતકુંભ ભરી, પણ બાહુબળ કેળવ્યું નહી,
માયાલોઢ વિષે કર ધ્રૂજ્યા, સિંધુલવણ ધસી આવ્યાં મહી;
૫ ગયું વધંતું, ભાર વધ્યો, કરસ્નાયુ તુટંતાં કુંભ ફુટયો,
ક્યાં એ કુંભ, કયહાં એ અમૃત? ક્ષારસમુદ્ર જ આ ઉછટયો!

ના, ના, છે બ્રહ્માંડ વિષે સર્વત્ર રહ્યું ઝગી પ્રસરી,
સત્ય પ્રસવતું, ધી ઉદ્ધરતું, ભર્ગ ઉપાસ્ય અતર્ક્ય વળી:

સ્મશાનની ઝાળોથી શાને મુગ્ધ બનો એ બ્રહ્મનાં બાલ!—
૧૦ ભજતાં એ, અંતર્દૃગ ખુલતાં, જુઓ સ્વસ્થ આ માયાજાલ:

મૃત્યુતણું ગૌરવ તો જોશો, કે એ જીવન કેરી જોડ,
સંજીવન ભવમાં ખોવાતાં ફરીથી અર્પી પૂરે કોડ.

મિત્રસુરો, તું ગયો ન ફુટી, સુધાકુંભ તુજ ફુટ્યો નથી,—
ક્ષાર ભરાયો તે જેરવતા આશ લેશ પણ જ્યાં ન ટકી,
૧૫ ત્યારે શ્રી સત્‌ચિતની લીલા હિતસાધક ઉજ્જવલ વિલસી,
ખોટા ભવ ખોટા જીવનનું શૂન્ય પ્રકટ કરતી ઝળકી:
એ પર શાંતિ વિષે એ કુંભ, સુધાએ કંઇક સમય ઠરશે,
પ્રકટ થશે વળી, ખુટતું બલ મેળવશે, આખર તરી જશે.

'ભણકાર' બ. ક. ઠાકોર

૧૧૭

## કલમ કરનાર વનમાળીના ઉદ્‌ગાર

શારદાની વનવાડીમાં
પૂંખે વનમાળી દૂંખ આ
તે ડાંખળીએ ડાંખળીએ
ફૂંળી ફૂંપળીએ ફૂંપળીએ
૫ વળી ઝીણી ઝીણી નસે નસે
સજીવન અણુરેણુએ હશે;
ને ધીરૂં કે ધસમસતું,
ઘેરૂં ઘેરૂં કે ઝગઝગતું
જેવું ને તેવું જ હશે રસઝરણું ઝરતું,
કેલિ કરતું
વળી ધજ આ ધરણી
વિદ્યાધરની
સંજીવની નવ જીવન અર્પી ખુબી અનેરી ફોરશે.
આ જૂના પણ નવાસવા

૧૫ રૂપ તરૂપર વાયુ વાઓ ફવાસવા
કે કોઇ કાળે
ફૂલે ફાલે
એ પૂંખનારની સંભાળે;
ને વૃન્દાવનના પ્રસિદ્ધ વનમાળીએ
૨૦ મંથનના નવનીત રૂપ તરૂ ભાળીને
પારિજાત આણી સુરવનથી
ઓપાવી કાંચનપુરી
ત્યમ આ બ્રહ્મારણ્ય તણા વનમાળીની
રૂચિર રસશાલિની
૨૫ કલમ ગિર્વાણની
પાંગરી પાંગરી મંજરી નૂતન
પમરાવી વનવાડી રજે ધન
પૂરે નવ નવી મોહની.

'પરાક્રમની પ્રસાદી' કે૦ હ૦ ધ્રુવ



## ૧૧૮

## राजराजेन्द्र एडवर्डने विनंति

સાગર ઉપર બંધાવોને પાજ, રઢિયાળા હો રાજ !
અમુલખ છે અમૃતચોઘડિયું આજ, અલબેલા મહારાજ—ધ્રુવ

૨

સુવર્ણસૂર્ય તવ પદે નમી ઢળેલ આસ્ટ્રેલિયા,
જુવે તવ પ્રભાજલે નિજ લલાટલેખ આફ્રિકા;
૫ નવીન દુનીયા તણો મુગટ કાનડા ઝળહળે,

જો ઈશમૂર્તિ હિંદ મુજ પામું હૃદયાંગણ;
રૂડાં બ્રિટન રાજ્યચિહ્ન ચક્રરેખ કલગી સમો,
અનેક દ્વીપશાખિઓ, મુકુલ શાં છૂટાં આમ્રમો;
ગૂંથો સકલ લઈ પ્રભો ! મહારાજ્યની માલિકા,
૧૦ પ્રજાની પરમ પાલિકા          સાગર ઉપર૦

૩

જગત ઘૂમતી તારક છાંયડી
પૃથિવિમાં રમતી સ્થિર જ્યહાં પડી,
જયકલા તવ ત્યહાં પ્રગટે, અને
સુભગ ઝાંખ્યની ચાંદની ત્યાં બને.
૧૫ કંઈક દેશની એવી પ્રભા ખીલી,
તવ વસન્તની શું ઉકુમંડલી;
ગગનના ફૂણગા સમ ત્યહાં અરે !
વિપવતા જલધિ જલ સંચરે—સાગર ઉપર૦
ભૂમિ ભરી નિજ છાંય પ્રસારતા
૨૦ અમ શિરે ગિરિરાજ વિરાજતા;
અખૂટ અન્તર ત્હેનું ઉઘાડજો;
હિમ હિમાલયના પ નિવારજો;
હૃદય સપ્ત સુધાતુ તણા રૂડા
નિરખશો નિધિ સંગ્રહ ત્યહાં ઊંડા.
૨૫ લઇ શિલાગણુ તે ગિરિરાજના !
રચવો સેતુ સનાતન વજ્રના—સાગર ઉપર૦

૪

મહાન ગઢ ગિરિ તણા ગયે શું જશે રક્ષણા ?
પ્રસિદ્ધ હિંદની પુરાણુ વળી શું ભુંસાશે સીમા ?
નથી બુરજ સૈન્યના અજીત કો રક્ષા, રાજની !

૩૦ અગણ્ય નિર્મી સીમા જીરણ હિન્દની તો જવી.
પ્રતાપવન્તુ બ્રિટન નથી કાંગરે શોભતું,
વિશાલ ઉરના અનેક સદ્ભાવથી ઓપતું.
રસાલ પ્રભુ! આણની લતા અમ કલાકોમળી;
સીંચી અમી, દઇ પટો પરમ કેળવો નિર્મળી;
૩૫ પછી હૃદયવાટિકે વિરલ ભક્તિસુધા ભરી
અખંડ પ્રભુ! રોપજો દિશાશિર ઝ્હડયા કેસરી—સાગર ઉપર૦

૫

સતત પ્રભુ! પરાર્થદંડ ધારી
ગિરિ શિખરે ધડી નાંગરી સવારી,
નહિ નહિ કદી દેવલોક કેરો
૪૦ વર સમુદાય જતો રહે અનેરો.—સાગર ઉપર૦

સકળ પૃથિવિ ખંડ તો નમેલા,
હિમગિરિ એક દિગન્તમાં ઝ્હડેલા;
જગ સીમ ગણી સ્વર્ગની પાડોશી
દિવગણ રાજ! થયા છ શૃંગવાસી.

૪૫ ખણી સઉ ગિરિરાજ કેરી રિદ્ધિ
અવિચળ સેતુથી સાંકળો સમૃદ્ધિ
ફૂંકી પરમ ઉદાર મંત્રપ્રાણ,
૫૦ પછી તવ દેવ તજે ન રાજ્યઆણ—સાગર ઉપર૦

ધરી ધરી મનુદેહ કીધી ક્રીડા,
૫૦ હરી હરિદાસ તણી અનેક વ્રીડા;
ગૂંથી અમ ઉર સંગ સ્નેહમાલા,
ક્રૂર થઇ દેવશું તોડશો રસાલા?

રવ નિજ દઇ એવી ગુંજનાનો
ઋષિજનને ગવરાવી શાશ્વતાનો;
૫૫ વિષ્ણુ અદ્દભુત ભક્તિસાથી કેરા
કુલજનને નવ દેવ ત્યાગનારા.

સુભગ ભુવન નિજ ઉજ્જવળી શું,
હૃદય વળી પ્રભુતાથી નિર્મળીશું;
તમ—અમ પછી રાજ! ભૂમિદેશે
૬૦ પ્રિયકર દેવ અખંડ વાસ રહેશે—સાગર ઉપર૦

૬

અનેક ચિન્તા રહી મુગટમાં, કરો કાં વધુ?
શિલાકણો પણ તરે જલધિ માંહિ, શાસ્ત્રે કથ્યું;
ચ્હડયા અસુર છેદવા, સુરો સ્થાપવા રામજી—
શું રાજસ્મૃતિ વિસ્મરી?—શિક્ષાપાજ હવે સજી.

૬૫ ધરો વ્રત અખંડ ભૂમિથી દાનવો વેડવા,
સદા પ્રજામંદિરે પ્રભો! દેવને તેડવા,
મૂકો 'સુદર્શન' નીચે, ઉપર 'રામજી' કોતરો,
વિશાલ જલધિજલે શિલા સેતુને આદરો.

છૂટાં પ્રજાતન્તુઓ વિરચી સેતુ તે ગૂંથશે,
૭૦ અનૂપ પંક્તિ પ્રાણજાળ સમ વિશ્વમાં શોભશે.
વધાવશું ઉરફુલે અરપશું અમોલા હવિ,
પ્રજા સકલ આપશું પરમ આશિષો, રાજવી!—સાગર ઉપર૦

'કેટલાંક કાવ્યો' ન્હાનાલાલ

❦

૧૧૯

## મહેમાનોને

મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !
તમ ચરણે અમ સદન સદૈવ સુહાય, જો !
કરજો માફ હજારો પામર પાપ જે—
દિનચર્યામાં પ્રભુ પાસે પણ થાય, જો !
૫ મહેમાનો ! ઓ વ્હાલાં ! પુનઃ પધારજો !

ઉન્નત ગિરિશૃંગોનાં વસનારાં તમે:
ઉતર્યાં રંક ઘરે, શો પુણ્યપ્રભાવ જો !
શુશ્રૂષા સારી ના અમને આવડી;
લેશ ન લીધો લલિત ઉરોનો લ્હાવ જો !
૧૦ મહેમાનો ! ઓ વ્હાલાં પુનઃ પધારજો !

'કાન્તનો પૂર્વાલાપ' મણિશંકર



૧૨૦

## જન્મભૂમિનું જયમંગલ

જયમંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ;—ધ્રુવ.

રઘુવીર સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીયે—જય૦

જનની અંક ઝૂલીયે, ઝનૂની રંગ ઝીલીયે,
આત્મબળ-ઉજાસથી બધું ઉજાળીયે—જય૦

સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાઓ
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીયે—જય૦

સત્રથી સચવાય સ્વત્વ: સમજી એ થઇ પ્રવૃત્ત!
ઘૂમીએ ઝઝૂમી, જંગ તો મચાવીએ—જય૦
૧૦ ભૂતળ ફોડી ફેડીયે, ઉંડી જડો ઉખેડીયે,
દોર ને દમામ દેશનો જમાવીએ—જય૦
સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃત્તિયત્ન યોજીયે,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમિયે?—જય૦
માતુ દીન દુભાય છે, સપુત! પીડા પીછાનિયે,
૧૫ દુઃખ દીપાવિયે, ઉમંગને વધાવીએ—જય૦
દેશસેવના સ્વધર્મ, અન્ય ન કર્ત્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ—જય૦

'લલિતનાં કાવ્યો' લલિત

❦

૧૨૧

સાંગોપાગ સુરંગ વ્યંગ્ય અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદે પાદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઊપરી;
જે ગિર્વાણુ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો વરી,
થાયે શ્રેષ્ઠ સહુ સખીજન થકી, એ આશ પૂરો હરિ!

(રોપહર્ષિકા આખ્યાન)

સમાપ્ત

# કવિઓની જીવનનોંધ

## અખો

વિ૦ સં૦ ૧૬૭૫—૧૭૩૫—ઈ૦ સ૦ ૧૬૧૯—૧૬૭૯

એ અમદાવાદનો સોની હતો. ટંકશાળનો ઉપરી હતો. કાચા કાનના બાદશાહને એના પ્રમાણિકપણા વિષે વ્હેમ ભરાયો. અખાને કેદમાં નાખ્યો; ત્યારથી સંસારનો મોહ ઓછો થયો. એમાં પોતાની બ્હેનનું અકાળ મૃત્યુ ઉમેરાયું. વૈરાગ્ય ઉપજ્યો. જેપુર ગયો. ત્યાંથી કાશી ગયો. ઘણા ગુરૂ કીધા અને છોડયા. આખરે ગુરૂ બ્રહ્માનંદ પ્રાસે ત્રણ વર્ષ વેદાંતનો અભ્યાસ કર્યો.

અખો કવિ તરિકે બીજા જ વર્ગમાં આવી શકે. એ તો 'જ્ઞાની' છે. 'કવિ' નામનો પોતે યે દાવો કરતો નથી. "જ્ઞાનીને કવિમાં ન ગણીશ." એના વખતમાં ગદ્ય લખાતું નહોતું માટે જ એના ગૂઢ વિચારોએ પદ્યનું રૂપ લીધું છે.

સંસ્કૃતના દંભ તરફ તેને તિરસ્કાર હતો. "ભાષાને શું વળગે ભૂર ?" ઢોંગી ગુરૂઓ તરફ પણ તે તેવી જ નજરે જોતો હતો, "ગુરૂ થા તારો તું જ," "ધન હરે ધોકો ન હરે, એ ગુરૂ કલ્યાણજ શું કરે ?" એનું સંસાર સંબંધે જ્ઞાન સારૂં હતું એ એના છપ્પાઓમાંથી જાણી શકાય છે. "ઓછું પાત્ર ને અદકું ભણ્યો." ઇ૦

એની કવિતામાં કુદરતી રીતે પિંગળના નિયમ જળવાયા નથી. કવિતા તો ફક્ત એના ઉભરા કાઢવાનું વાહન હતું. એના છપ્પા ખરા છપ્પા નથી, પણ છ ચરણની ચાપાઇ છે.

એની કવિતાની વિચારગુંથણીમાં કાવ્યચાતુર્યને વધારે લક્ષમાં લીધું નથી. એનો વિષય અધ્યાત્મનો છે.

એનાં કાવ્યોઃ—૧ ગુરુગીતા. ૨ ચિત્તવિચાર સંવાદ. ૩ પંચીકરણ. ૪ ગુરુશિષ્ય સંવાદ. ૫ અનુભવબિન્દુ. ૬ બ્રહ્મલીલા (હિન્દુસ્તાની) ૭ પરમપદપ્રાપ્તિ. ૮ પંચદશી તાત્પર્ય. (કે. મ.)



## कलापी

ઈ૦ સ૦ ૧૮૭૪—૧૯૦૦.

રાજા એટલે સઘળી તરેહના એશઆરામ ભોગવવા જન્મેલો પુરૂષ, રાજા એટલે દંભની તાદૃશ મૂર્તિ; આ પ્રમાણે અનેકાનેક ભાવનાઓને લોકમતે પૂર્ણ અનુભવ પછી જ ઉચ્ચારી હશે. તે જ દેશમાં અને તે જ સમાજમાં, ઉપરનાં સર્વસામાન્ય નિયમોના અપવાદ રૂપ પોતાના તખલ્લુસથી જ વધારે જાણીતા, કાઠિયાવાડનાં લાઠી નામના એક ન્હાનકડા સંસ્થાનના ઠાકોર શ્રી સુરસિંહજી હતા. એમણે બાળવયે પોતાનાં માતપિતા ગુમાવ્યાં હતાં. પછી અંગ્રેજ સરકારના વાલીપણા નીચે રાજકોટ રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કરી, ઉત્તર હિન્દ અને કાશ્મીરમાં પ્રવાસ કરી આવી સાધારણ રીતે સમજાતા વિદ્યાર્થીજીવનની પૂર્ણાહૂતિ કરી સને ૧૮૯૫માં ગાદીનશીન થયા હતા, અને માત્ર પાંચજ વર્ષમાં, પોતાની ૨૬ વર્ષની ભરજુવાનીમાં કૃતાન્તના ભોગ થઇ પડયા હતા. એમનું ઉગતી યુવાવસ્થામાં જ મૃત્યુ અને તે દરમ્યાન કીધેલી સાહિત્યસેવા અંગ્રેજ કવિ કીટ્સને યાદ કરાવે છે.

એમણે ગદ્યમાં "કાશ્મીરનો પ્રવાસ અથવા સ્વર્ગનું સ્વપ્ન" નામનું એક ન્હાનકડું પુસ્તક લખ્યું છે. પદ્યમાં પોતાની હયાતીમાં માસિકો દ્વારા પોતાની કવિતાઓમાંથી કેટલીક છપાયી હતી. તે અને બાકીનીનો

સંગ્રહ તેમના અવસાન પછી તેમના મિત્ર શ. મણિશંકર રત્નજી ભટ્ટ તરફથી "કલાપીનો કેકારવ" એ નામથી પ્રકટ થયો છે.

કલાપીનું વલણ ગુજરાતી કવિતાની શારસી 'સ્કુલ' તરફ વધારે હતું. પોતાના ટુંક જીવનના સુકોમળ પ્રસંગોના ઉભરા કહાડવા મૃદુ શૈલી તેમને ઘણીજ અનુકુળ થઇ પડેલી લાગે છે.

કલાપી 'કવિ' હતા કે 'સ્નેહી' તેનો નિર્ણય તો સાક્ષર જનોને સોંપીશું. તેમનો "કેકારવ" વાંચી આપણા હૃદય ઉપર એટલી તો છાપ પડે છે કે તેમની કવિતા માત્ર કવિતા લખવા ખાતર નહોતી, પણ અંતરના આવેશનો વેગ વધી પડવાથી તેમને બહાર કાઢવાનું એક સાધન હતું. તેમના કોમળ વિચારો આપણને પણ તેટલા જ કોમળ બનાવી શકે છે એજ ખરા કવિનો વિજય છે.

(કે. મ.)



## केशवलाल हरिराम भट

ઇ. સ. ૧૮૫૧—૧૮૯૬

એ એક ધર્મિષ્ટ કુટુંબમાં મોરબીમાં જન્મ્યા હતા. એમનો અભ્યાસ ઘણો મોડો શરૂ થયો હતો તોપણ સંસ્કૃત અભ્યાસ કરી શકયા હતા. થોડો વખત મહેતાજીની નોકરી કરી તેથી કંટાળી ૧૮૮૭ માં મુંબાઇ આવ્યા. ત્યાં પોતાના મામા વૈદરાજ પ્રભુરામ જીવણરામના "આર્ય ધર્મ પ્રકાશ" નામના માસિકના તંત્રી થયા. 'કેશવકૃતિ' નામનો તેમનાં કાવ્યોનો સંગ્રહ બહોળા વર્ગમાં પ્રિય થઇ પડેલો છે. એ કાવ્યસંગ્રહના શૈલી દલપતશૈલીનું અનુકરણ છે.

(કે. મ.)



# ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

ઈ. સ. ૧૮૫૫—૧૯૦૭

ગો૦ મા૦ ત્રિપાઠીનો જન્મ નડિયાદના એક ગર્ભશ્રીમંત નાગર કુટુંબમાં થયો હતો. બાળપણે એટલા તો માંદા રહેતા હતા કે એમની માને એક વખત પાડોશણના હૃષ્ટ પુષ્ટ છોકરા સાથે બદલી લેવા વિચાર થયો હતો. એમના પિતાની શરાફની પેઢી મુંબાઈમાં હતી, એટલે એમનો ગુજરાતી અભ્યાસ ત્યાં થયો હતો. મુંબાઈમાં બાળ ગોવર્ધન તેમના કાકા સાક્ષર મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીની સંભાળ નીચે રહેતા. આવા સંસ્કારોમાં કુદરતી રીતે ઉચ્ચ પરિણામ આવે જ; અને તેમાં ક્ષેત્ર પણ યોગ્ય નીવડ્યું. પોતે ગુજરાતી શીખતા ત્યારે એક સવે પોતાની માને નડિયાદ 'ચોપાઈ' લખી મોકલી હતી. આમ ભવિષ્યના સાક્ષરજીવનની શરૂઆત થઈ. એમનો અંગ્રેજી અભ્યાસ થોડો નડિયાદ હાઈસ્કુલમાં અને બાકીનો મુંબાઈની એલ્ફીન્સ્ટન હાઈસ્કુલમાં થયો હતો. એઓ ૧૮૭૧ માં મેટ્રીક થયા. ૧૮૭૪ માં એમની પ્રથમ પત્નીનું અકાળ અવસાન અને સાથે શેરના સટ્ટામાં પિતાની પેઢી તુટવાનો ધક્કો ગમે તેવા મગજને મુંઝવવાને બસ હતાં. શ્રીયુત ગોવર્ધનરામનું મગજ તો છેક અવ્યવસ્થિત થઈ ગયું. આ જ અરસામાં એમણે ત્રણ નિશ્ચયો કર્યાં હતાઃ ૧. એલએલ. બી. થવું; ૨. સ્વતંત્ર જીંદગી ગુજારવી; ૩. ૪૦—૪૨ વર્ષની ઉમ્મરે ધંધો છોડી નિવૃત્તિ લેવી. ૧૮૭૫ માં બી.એ. થયા. મગજની વ્યથાએ આગળ અભ્યાસ એકદમ ન કરી શક્યા અને કુટુંબની જરૂરિયાતોએ એમનો પહેલો નિશ્ચય તોડાવ્યો. તે વખતના ભાવનગરના દિવાન શા. શામળદાસના પ્રાઈવેટ સેક્રેટરી તરીકે મહિને ૧૫૦ થી નોકરી કબુલી—પણ એલએલ. બી. થાય ત્યાં સુધી જ, એવી ચોખ્ખી શરતે. આખરે ૧૮૮૩ માં એલએલ. બી. થયા, અને બીજો નિશ્ચય પણ ૧૮૮૪ માં અમલમાં મુકી, મુંબાઈના વકીલમંડળને પોતાનો પ્રથમ જ દાખલો આપી,

સર્વ જગતને પોતાનું મનોબળ કેટલું દૃઢ હતું તે બતાવી આપ્યું. બાકીની જીંદગી એમણે પોતાના વતન નડીયાદમાં જ કાઢી હતી. ૧૯૦૫ માં અમદાવાદ ભરાએલી પ્રથમ સાહિત્ય પરિષદના તેઓ પ્રમુખ હતા. ૧૯૦૪ થી એમ. એ. માં ગુજરાતી દાખલ થયું અને ત્યારથીજ તેઓ તે વિષયના પરીક્ષક નિમાતા. એઓ મુંબાઇ યુનીવર્સિટીના ફેલો હતા. એમનું મૃત્યુ મુંબાઇમાં થયું.

એમના "સરસ્વતીચંદ્ર" થી તો કોઇ અજાણ્યું નહિ હોય. તે ઉપરાંત કાવ્યમાં "સ્નેહમુદ્રા;" જીવનચરિત્રમાં પોતાની પુત્રી "લીલાવથીની જીવનકળા"; Classical Poets of Gujarat; Marraige Forms uuder Ancient Hindu Law; Physics aud Physiology in Ancient India; વગેરે વગેરે અનેક પ્રકારના ગ્રંથો લખી પોતાની સર્વગ્રાહી બુદ્ધી (versatile genius) નો લાભ સર્વ વાંચકોને આપ્યો છે. એ ઉપરાંત પોતાની જીંદગીના છેલ્લા ભાગમાં અનેક ગુજરાતી અને અંગ્રેજી માસિકોમાં કાવ્ય અને લેખ મોકલતા. એમના સ્વર્ગવાસ પછી પ્રકટ થએલી (posthumousj) પ્રસાદી "દયારામનો અક્ષરદેર" છે.

એમનામાં ગદ્ય ઘણું હતું અને કંઇક તેનો ઉભરો આવવાથી પદ્ય રૂપે બહાર નીકળ્યું છે. કવિ તરિકે એમણે ઝાઝું લખ્યું નથી. પણ એમના કવિત્વની કલ્પનાશક્તિએ એમની નવલકથાને રસિકમતિ રસિક બનાવી છે. એમની શૈલી સંસ્કૃતમય પણ વિષયને અનુસરતી છે. પ્રૌઢ વિચારો ક્ષુદ્ર શબ્દોમાં પોતે જ ક્ષુદ્ર થઇ જાત. એમના પહેલાંના લેખકોએ હિન્દુ જીવનની ખામીઓ વિશેષ ચીતરી હતી અને તેમ કરવામાં પોતાનું કર્તવ્ય તેઓ સમજતા હતા. સાક્ષરશ્રી ગોવર્ધનરામે નવો માર્ગ પકડયો. Pessimist ને બદલે Optimist બન્યા. તે જ આર્ય સંસારના સારા અંશો ઇતિહાસ

તત્વજ્ઞાન અને સંસારશાસ્ત્રની દ્રષ્ટિએ આપણને બતાવવાનું અને તેમના તરફ આપણો મોહ આકર્ષવાનું માન તો ગો. મા. ત્રિપાઠીને જ છે. (ક. મ.)



## જમશેદજી નસરવાનજી પીટીટ

ઈ૦ સ૦ ૧૮૫૬—૧૮૮૮

શ્રીની કૃપા અને સરસ્વતીનો શોખ એક જ ઠેકાણે મળવો બહુ વિરલ છે. મરહુમ શેઠ જમશેદજીમાં તે બંને એક સાથે જોવામાં આવતાં હતાં. એ શેઠનો જન્મ પીટીટના જાણીતા કુટુમ્બમાં મુંબઇમાં ઇ. સ. ૧૮૫૬ના જાનેવારીની ૨૪ મી તારીખે થયો હતો.

મુંબઇની ફ્રોર્ટ સ્કુલ અને પ્રોપ્રાયટરી સ્કુલમાં મળી તેમણે મેટ્રિક સુધીનો અભ્યાસ કર્યો હતો અને ત્યાર પછી કૉલેજમાં દાખલ થયા હતા. પણ કૉલેજશિક્ષણનો લાભ નશીબમાં માંડેલો નહોતો અને પિતાને તેમના વ્યાપારી અને ઔદ્યોગિક કામમાં સહાય્ય આપવાની જરૂર હતી એટલે જમશેદજીને કૉલેજને છેલ્લી સલામ કરવી પડી હતી.

જીંદગીમાં અનેક જાહેર કામોમાં ભાગ લેવાની સાથે સાહિત્ય-વાંચનનો શોખ જારી જ હતો. શેકસપિયર ઉપર તેમની ખાસ પ્રીતિ હતી. 'જ્ઞાનવર્ધક' અને 'વિદ્યામિત્ર' માસિકોમાં તેઓ પોતાની કવિતા છપાવતા હતા. આ કવિતાઓનો સંગ્રહ તેમના મિત્ર મિ. જીજીભાઇ પેસ્તનજી મીસ્ત્રીએ 'માહરી મજેહ તથા બીજી કવિતા' એ નામથી પ્રગટ કર્યો છે.

'પારસી બેત'ના લયને લીધે અને અંદરની પારસી બનાવટને લીધે એ કવિતાઓ ગુજરાતીઓમાં બહુ જાણીતી થઇ નથી. તો પણ કોઇ કોઇ જગાએ સુંદર કવિત્વની ઝાંખી થતી માલમ પડે છે. અને

મોટા જથ્થાના પ્રમાણમાં પૂરેપૂરો નહિ, તો બહોળે અંશે પણ તેના વાંચનથી કવિતાવાંચનનો કંઇક સંતોષ કોઇવાર મળી શકે તેવું છે.

શેઠ જમશેદજી જુવાન વયમાં (ઇ. સ. ૧૮૮૮ ના માર્ચની ૧૮ મી તારીખે ) પોતાનાં હેતભર્યાં માતપિતાની હયાતીમા જ બેહેસ્તનશીન થયા. તેમના માતાપિતાએ આ ઉદાર અને ઉમદા ખવાસના પુત્રનું નામ અનેક ઉપયોગી સંસ્થાઓ સાથે જોડેલું છે- જેમાંની મુખ્ય અને સર્વોત્તમ સંસ્થા 'ધી જ. ન. પીટીટ પારસી ઓરફને'જ છે.

( હિ. ગ. અં. )



## દયારામ

વિ૦ સં૦ ૧૮૨૩-૧૯૦૮. ઇ૦ સ૦ ૧૭૬૭-૧૮૫૨

ગુજરાતના કવિવરોમાં પ્રથમ વર્ગમાં દ્વિતીય પદ માટે શામળ સાથે હરિફાઇ કરનાર આ આપણો રસીલો, રંગીલો, કોડીલો, ફાંકડો છેલ, લાલાજી, "લોર્ડ બાયરન" ચાણોદનો સાઠોદરો નાગર હતો. બાલ્યાવસ્થામાં જ માતપિતા ગુજરી ગયાં અને એથી શરૂ કીધેલો ગામઠી અભ્યાસ પણ કાચો રહી ગયો. દેવનાગરી લિપિ સિવાય ગુજરાતી તો લખતાં પણ નહોતો જાણતો. ઘરની સ્થિતિ પૈસે ટકે નબળી હતી, વળી ભાઇસાહેબ મિજાજી હતા, એટલે કન્યા નહોતી મળી અને મોટા થયે બાળકુંવારા જ રહ્યા હતા. ૨૧ વર્ષે વતન છોડી ડાકોર, શ્રીનાથજી, ગોકુળ, મથુરા, કાશી વગેરે યાત્રાઓ કીધી. પર્યટનમાં વ્રજભાષાનો અભ્યાસ કીધો. પાછા ફર્યા પછી ડભોઇમાં મુકામ રાખ્યો, અને જીંદગી ત્યાંજ પુરી કરી.

ડાકોરના ઇચ્છારામ ભટે એ નરસિંહ મ્હેતાનો અવતાર હતો એમ કહ્યું હતું. કંઇક પોતાની પ્રકૃતિબળે અને કંઇક આ માનવાથી નરસિંહ મ્હેતાના રાસ ભજવવા માંડયા. લોકવાયકા ચાલી, અને પૃથક્કરણ કરતાં થોડું ઘણું સત્ય પણ જણાયું હતું.

દયારામ વલ્લભી સંપ્રદાયને માનનારો હતો, પણ મહારાજોને માનતો નહિ, તેમ તેમની કંઠી બાંધવાની પણ પરવા રાખતો નહિ. રાજ્યાશ્રયનો પણ તેટલો જ બેદરકાર હતો. આટલું છતાં યે એને આત્મપ્રશંસા ઘણી મીઠી લાગતી.

એણે ઘણા ગ્રંથો લખ્યા છે;–ગુજરાતીમાં ૪૮ અને હિન્દીમાં ૪૧. તે ઉપરાંત પદ પણ લખ્યાં છે. તે ગુજરાતીમાં ૭૦૦૦, હિન્દીમાં ૧૨૦૦૦, મરેઠીમાં ૨૦૦, પંજાબીમાં ૪૦, સંસ્કૃતમાં ૧૫ ને ઉર્દુમાં ૭૫ છે.

એની કવિતામાં કૃષ્ણનો શૃંગાર જ્યાં ત્યાં તરી આવે છે. આ શૃંગાર ઉઘાડો છે. તોપણ હલકી પંક્તિનો નથી. નરસિંહ મ્હેતા પછી આ વિષય ઉપર લખનાર આ પહેલો જ કવિ હતો. એની કવિતામાં લાગણી ઘણી છે અને આપણા ગમે તેવા વિચાર હોય પણ વાંચતી વખતે તો તે આપણને ખેંચે છે. શૃંગાર ઉપરાંત નીતિ, જ્ઞાન અને વૈરાગ્ય પણ અહિં તહિં દેખાય છે. એણે ગુજરાતીમાં ગરબીઓ દાખલ કીધી.

સ્વ. ગોવર્ધનરામની છેલ્લી પ્રસાદી 'દયારામનો અક્ષરદેહ' દયારામનાં જીવન અને લેખનને ઘણી સારી રીતે સમજાવે તેવો છે.

( ક. મ. )



## દલપતરામ

ઇ. સ. ૧૮૨૦—૧૮૯૮

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇનો જન્મ કાઠિયાવાડના વઢવાણ શહેરમાં સને ૧૮૨૦ માં થયો હતો. એ શ્રીમાળી બ્રાહ્મણ હતા. તે વખતે ત્યાં હાલના જેવી શાળાઓ ન હોવાથી એમણે માત્ર ગામઠી શાળામાં અભ્યાસ કર્યો હતો. ઉમ્મરે પહોંચતાં સ્વામીનારાયણના પંથમાં

મળ્યા અને સાધુકવિ દેવાનંદસ્વામી પાસે આ ભવિષ્યના કવિવરે કવિતાનો અભ્યાસ આરંભ્યો. હીરાને પાસા પાડતાં ઝળકી ઉઠે તેમ દલપતરામની પ્રાકૃતિ કાવ્યશક્તિ ખીલી નીકળી. એટલામાં સાહિત્ય-વિલાસી ફાર્બસ સાહેબ સાથે પ્રસંગ પડ્યો અને રાસમાળાના શોધનાર્થે જૂના લેખ અને દંતકથાઓ ભેગાં કરવામાં કવિએ મદદ કીધી. આ સંબંધે કવિને કાઠિયાવાડના ખૂણામાંથી બહાર કાઢ્યા. સાહેબે તેમને રાજનગરમાં લાવી નવી સ્થપાએલી ગુજરાતવર્નાક્યુલર સોસાયટીમાં જોડ્યા; 'બુદ્ધિપ્રકાશ' ના તંત્રી બનાવ્યા. એ જ કાળે ગુજરાતી શાળાઓ માટે તૈયાર થતી વાચનમાળામાં કવિતા લખવાનું એમને સોંપવામાં આવ્યું અને આ પ્રમાણે ક૦ દ૦ ડા૦ નું નામ ગુજરાતી બોલતી પ્રજામાં જાણીતું થયું. અંગ્રેજ સરકારે કવિની કદર બુજી સી. આઈ. ઇ. નો ક્તિાબ આપ્યો. ઘણાં દેશી રાજ્યોએ પણ એમને પોતાના રાજકવિ નીમી પેન્શન બાંધી આપ્યાં હતાં. એ સને ૧૮૯૮ માં અવસાન પામ્યા.

એમની કવિતા સંબંધે સ્વ. સા. નવલરામના શબ્દોમાં કહીએ તો "ઠાવકું હાસ્ય, મર્માળા કટાક્ષ, વાણીની મીઠાશ અને રચનામાં વિવિધ પ્રકારનું ચાતુર્ય એ વડે દલપત શૈલીનાં શાંત અને સુબોધક વર્ણન ઝગઝગી રહ્યાં છે." એ જમાનાના દલપતરામના પ્રતિસ્પર્ધી નર્મદાશંકર સાથે સરખાવતાં એ જ સાક્ષર ઉમેરે છે કે; "No wonder, they cannot agree, One is a type of cold formalism, while the other personates the dancing egotism of a youth." આમ દલપતરામની કવિતાને સભારંજની અને 'ભાઇ બ્હેન સાથે વાંચી શકે' તેવી કહી શકાય. વળી 'સારી ચોપડીઓ શોભાય' નો લખનાર અઘરા વિષય ઉપર પણ તેટલીજ સરળતાથી લખી શકે છે, એ જોઇ આપણને એ કવિના કાવ્યચાતુર્ય અને વાગ્બળને માટે માન ઉત્પન્ન થયા વિના રહેતું નથી.

(ક. મ.)

## ધીરો

વિ. સ. ૧૮૦૬—૧૮૮૧: ઇ. સં. ૧૭૫૩—૧૮૨૫.

આ બાપડ અને મશ્કરો બ્રહ્મભટ્ટ વડોદરા જીલ્લામાં સાવલી પાસે ગોઠડા ગામનો વતની હતો. ગુજરાતીનું પણ માત્ર સાધારણ જ્ઞાન હતું અને તે જ્ઞાન પ્રેમાનંદની માફક ગુરૂપ્રસાદથી મળ્યું કહેવાય છે, જેમ અખો 'કવિ' કરતાં 'વેદાંતી' વધારે હતો, તેમ ધીરો પણ હતો, અને આત્મજ્ઞાનમાં માત્ર અખો જ તેનાથી ચઢે. ધીરાએ બધાં મળી ૨૫–૩૦ હજાર પદ લખ્યાં કહેવાય છે. કેટલાંક હિન્દીમાં છે. એણે કાફીનો નવો રાગ ગુજરાતીમાં દાખલ કીધો. એનાં કાવ્યોઃ ૧ સ્વરૂપ, ૨ મતવાદી. ૩ આત્મબોધ, ૪ જ્ઞાન કક્કો; ૫ યોગમાર્ગ. ૬ પ્રશ્નોત્તરમાલિકા. ૭ અવળવાણી, ૮ છુટક પદ વગેરે.

( ક. મ. )



## નરસિંહ મ્હેતા

વિ. સં. ૧૪૭૧–૧૫૩૭: ઇ. સં. ૧૪૧૫–૧૪૮૧.

ગુજરાતના આદિ કવિનું માન નરસિંહ મ્હેતાને છે. તે પંદરમાં સૈકામાં થયો હતો. અને જુનાગઢનો વતની નાગર હતો.

એના જીવનચરિત્ર વિશે ઐતિહાસિક પૂરાવો નહિ જેવો છે. એનાં પોતાનાં કેટલાંક કાવ્યો, પ્રેમાનંદનાં કાવ્યો અને દંત કથાઓમાંથી જોઇતી હકીકત શોધવી પડે છે.

સૌરાષ્ટ્રના છેલ્લા મંડળિકના સમયમાં તે હતો. તેનું કુટુંબ રાજ્યની નોકરીમાં હતું. ન્હાનપણમાં પિતા ગુજરી ગયા અને કાકાના કુટુંબ સાથે રહેવું પડયું. પિતરાઇ ભાઇ ભોજાઇનાં મ્હેણાં અંતરમાં સચોટ લાગ્યાં; સંસાર ઉપર વૈરાગ્ય ઉપજ્યો; અને પરમભક્તિથી તેનાપર વિષ્ણુનો અનુગ્રહ થયો. ગુજરાતનો પહેલો વૈષ્ણવ કવિ એ હતો.

નરસિંહ મ્હેતો રાત દિવસ ભજન કીર્તનમાં ગાળતો. કુટુંબનું પોષણ મંડળિકના વૈષ્ણવ મા તરફથી થતું. સંવત ૧૫૧૨ માં તેમના ગુજર્યા પછી કોઇ બીજા વૈષ્ણવે આશરો આપ્યો હોય અથવા દંત-કથાઓમાં શ્રદ્ધા રાખીએ તો કૃષ્ણે પોતે અનેક રૂપે જોઇતું પૂર્યું હતું.

સ્ત્રી અને પુત્રનાં મરણ સંવત ૧૫૦૬–૭ માં થયાં. મ્હેતો દીલગીર થવાને બદલે ગાવા લાગ્યો કે: "ભલું થયું રે ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ."

મ્હેતાએ જ્ઞાતિબંધન સાથે છુટ લેવા માંડી હતી. એક વખત ઢેડને ત્યાં કીર્તન કરવા ગયા હતા. નાગરોએ ન્યાતબ્હાર મુકયા, પણ પાછળથી તેમને ન્યાતમાં ફરી લેવા પડયા. આ બનાવ પછી મ્હેતો સ્વચ્છંદે વર્તતા.

નરસિંહ મ્હેતાનાં કાવ્યોમાં નીચેનાં મુખ્ય છે:—

૧. હારમાળા, ૨. શામળદાસનો વિવાહ, ૩. દાણલીલા, ૪. ગોવિંદગમન, ૫. બાળલીલાનાં તથા રાસનાં પદો.

એની ભાષા સરળ છે. કૃષ્ણનો શૃંગાર ભક્તિ અને આત્મજ્ઞાન જયાં ત્યાં સ્ફુરી આવે છે. એણે પ્રભાતિયાંનો નવો રાગ ગુજરાતીમાં દાખલ કીધો.

એનાં કાવ્યો વાંચતાં જાણે ૨૦ મા સૈકાનું ગુજરાતી વાંચતા હોઇએ એમ લાગે છે, પણ એના સમકાલીન ભાલણના લખાણમાં તો એટલું બધું પ્રાકૃત છે કે અપરિચિત વાચક દુરથી જ નમન કરી સંતોષ પામે. આ એક જ જમાનાના બે કવિની ભાષાના વિરૂદ્ધભાસનું કારણ એમ હોય કે નરસિંહ લોકપ્રિય ભકતકવિ હતો અને જે સમયમાં મુદ્રણાલયનું નામ પણ નહોતું તેવે સમે લોકોએ પોતાના વખતમાં વપરાતી ભાષા પ્રમાણે અહિં તહિં સ્વેચ્છાનુસાર ફેર કીધા હોય.

નરસિંહ મ્હેતાએ પોતાના જીવનમાં એક લાખ પદ કરવાનો

નિશ્ચય કીધો હતો. તેમાંનાં એના મરણ સમયે પોણો લાખ થયાં હતાં. બાકીનાં એની પુત્રવધૂએ પૂરાં કીધાં કહેવાય છે. એમ પણ દંતકથા છે કે લાલા ભક્ત નામે પુરુષ નરસિંહનો અવતાર હતા. આપણા આધુનિક યુગમાં થએલા દયારામ કવિ વિશે પણ એ નરસિંહ મહેતાનો અવતાર હતા એમ લેખાય છે.

આમ દંતકથાઓની ભુલભુલામણીમાં કવિના જીવનની હકીકત તેમજ પાછળની હકીકતના સત્ય સંબંધે ગુંચાવું પડે છે.

( ક. મ. )



## नर्मदाशंकर

ઇ. સ. ૧૮૩૩–૧૮૮૬

એક માણસ પોતાના એકલા જ આત્મપ્રયત્નથી શું કરી શકે એનો ઘણો સારો બોધ નર્મદાશંકર આપણને હમેશાં આપશે. ગુજરાતી કોશકાર, પિંગળકાર, રસાલંકારની સમજ આપનાર, રૂઢ ગદ્ય લખનાર, રાજકીય વિષયો ઉપર વિચાર કરનાર તથા ચર્ચા ચલાવનાર તરીકે તે પ્રથમ જ બહાર પડયા હતા. તેમ સંસાર સુધારક તરીકે પણ ગુજરાતમાં પ્રથમ હતા. ટુંકમાં પોતાના યુગની સમયમૂર્તિ હતા.

તેઓ સુરતના નાગર હતા. મુંબાઇની એલ્ફીન્સ્ટન સ્કૂલ અને એલ્ફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ કીધો હતો. કૉલેજના અભ્યાસમાં બાળલગ્ન અને કુટુંબની જરૂરીઆતોએ બે વખત વિઘ્ન નાખ્યાં હતાં. તે વખતની કેળવણીમાં આજના જથ્થા ( quantity ) કરતાં સંગીનતા ( quality ) ઉપર વધારે લક્ષ દેવાતું. માનવંત દાદાભાઇ એમના પ્રોફેસરોમાંના એક હતા.

એ મુંબાઇ હતા ત્યારે એમણે “ જુવાન પુરૂષોની અન્યોન્ય

બુદ્ધિવર્ધક સભા" ઉભી કીધી હતી. આ સભા પછવાડેથી "બુદ્ધિવર્ધક હિન્દુ સભા"માં બદલાઇ ગઇ. સુરત ગયા પછી તેમણે "સ્વદેશ હિતેચ્છુ મંડળી" અને "જ્ઞાનસાગર" ન્યુસપેપર હસ્તીમાં આણ્યાં, પણ તે બન્ને માત્ર એક વર્ષ ચાલ્યાં. એ દરમ્યાન જદુરામ નામના એક ગૃહસ્થના પરિચયમાં તેઓ આવ્યા. આ જદુરામે પાછળથી તેમને ઘણી મદદ કીધી હતી.

૧૮૫૫ માં તેમણે પ્રથમ કવિતા રચવી શરૂ કીધી. નવીન શલી અને તેથી વધુ નવીન વિષયે વાચકનું મન તરતજ આકર્ષ્યું. આ વખતે દલપતરામની ખ્યાતિ ઘણી હતી; ૧૮૫૯ માં બન્ને કવિ મુંબાઇમાં ભેગા થયા. કવિત્વદ્દંદ્વ ગોઠવાયું. "પારશી પંચે" પાછળથી રમુજી ચિત્ર આપ્યું. લોકોને આનંદ થયો પણ બન્ને કવિવરોનાં મન ઉંચાં થયાં—હમ્મેશ માટે ફરી તેઓ સાથે મળ્યા નહિ.

નર્મદાશંકરને સરકારી નોકરી ઉપર અણગમો હતો. જીંદગીની શરૂઆતમાં થોડીક નોકરી કીધી હતી અને પાછળથી મુંબઇમાં શેઠ ગોકળદાસ તેજપાલના ધર્મખાતાના સેક્રેટરી હતા; પણ સાહિત્યસેવા કરી તેના ઉત્પન્નમાંથી જ નિર્વાહ ચલાવવો તેમને ઘણો ગમતો. એમના સુરતના બંગલા ઉપરના પાટીઆ ઉપર કલમ અને ગુલાબના ફુલનું ચિત્ર હતું. અને નીચે "પ્રેમ-શૌર્ય" એ જીવનસૂત્ર હતું. એ ઉપરથી એમના આશય સ્પષ્ટ દેખાય છે.

એમનાં પુસ્તકો:—૧. નર્મદકવિતા, ૨. નર્મગદ્ય, ૩. નર્મકોશ ૪. થોડાંક નાટકો, ૫. દયારામ કાવ્યસંગ્રહ, ૬. પ્રેમાનંદકૃત દશમસ્કંધ તથા નળાખ્યાનનું પ્રગટ કરવું અને ૭. શ્રીમદ્ભાગવતનું ભાષાંતર.

એમની કવિતા ઘણા ઉંચા પ્રકારની તો નથી જ; પણ લાગણીથી ભરપુર છે. સુધારો અને સ્વદેશાભિમાન લીટીએ લીટીમાં વહે

છે. ગુજરાતીનો આધુનિક યુગ એમનાથી શરૂ થાય છે. જેમ પ્રેમાનંદે ભાષા માટે તેમ નર્મદે માતૃભૂમિ માટે અભિમાન પ્રકટાવ્યું.

(ક. મ.)



## નવલરામ

ઈ. સ. ૧૮૩૬--૧૮૮૮

નવલરામ લક્ષ્મીરામ સુરતના નાગર હતા. એમનો જન્મ સને ૧૮૩૬માં થયો હતો. બાળપણમાં જ પિતાને ખોયા. અભણ માતાની સંભાળ નીચે અભ્યાસ કરી સુરત ઇંગ્લીશ સ્કૂલમાં ફ્રી સ્કોલર તરીકે દાખલ થયા. ઘરની નાણાં સંબંધી સ્થિતિ સારી ન હોવાથી અભ્યાસ વધારવા મુંબાઇ જવાયું નહિ. ૧૭ મે વરસે સંસારશાળાના વિદ્યાર્થી થયા અને પરિણામે ૧૮ મે વરસે સુરત હાઇસ્કુલમાં રૂ. ૧૦ ને પગારે નોકરી લેવી પડી. સરકારી કેળવણી ખાતામાં ક્રમ વાર ઉપર ચઢયા અને આખ્ખરે સુરત ટ્રેનિંગ સ્કૂલના હેડમાસ્તર, પછી અમદાવાદ અને રાજકોટ ટ્રેનિંગ કૉલેજના પ્રીન્સીપાલ તરીકે આખ્ખું જીવન સમાજની ઉન્નતિ અને સાહિત્યસેવામાં ગાળ્યું. તેઓએ રાજકોટમાં સને ૧૮૮૮ માં આ ક્ષણિક સંસારનો ત્યાગ કીધો.

સને ૧૮૩૩ માં મુંબાઇમાં મહારાજા લાયબલ કેસ ચાલતો હતો તે વખતે તે વિષય ઉપર ઇનામી કવિતા માટે ૨૦૦ પાનાની એક લાંબી કવિતા લખી ઉમેદવારી કરી લેખક તરીકે પહેલવહેલા બહાર પડયા હતા. આ કવિતા અપ્રસિદ્ધ છે. ત્યાર પછી એમણે સ્વતંત્ર "વીરમતી નાટક" લખ્યું; અને ફ્રેન્ચ મોલિયરના અંગ્રેજીમાં Mock Doctor ઉપરથી "ભટનું ભોપાળું" એ નામે ગુજરાતીમાં ભાષાન્તર કર્યું. યુવાન લેખકને પોતાની શકિતમાં હજુ વિશ્વાસ બેઠેલો ન હોવાથી સ્વતંત્ર ગ્રંથ રહેવા દઇ ભાષાન્તર ૧૮૬૬ માં

પ્રથમ છપાયું. અમદાવાદમાં 'શાળાપત્ર'ના તંત્રી થયા અને એ માસિક એમની સાથે રાજકોટ પણ ગયું. નવલરામે ગ્રંથકાર તરીકે સાહિત્યમાં જેટલું કર્યું છે તેના કરતાં તંત્રી તરીકે ગુર્જરગિરાને વધારે ઉપકૃત કીધી છે. પ્રતિષ્ઠિત લેખકોની ખામીઓ દેખાડી, સુધારવા વિનવી, ઉગતા લેખકોને તેમના પ્રમાણમાં શિખામણ આપી, નવો રસ્તો સુઝાડી, ઉત્તેજન આપતા હતા. આજના સાક્ષરો માત્ર ભુલચુક અને છિદ્ર દેખાડી ઉછરતા છોડવાઓને પહેલેથીજ મરડી નાખે છે; તેમણે આ રીત અંગીકાર કરવી જોઇએ. નવલરામ ખરા અંતઃકરણથી માનતા હતા કે આમ કર્યા વિના આપણા સાહિત્યભંડોળમાં વધારો થઇ શકશેજ નહિ.

નવલરામના સઘળા લેખ "નવલગ્રંથાવળી"ના ૪ ભાગના પુસ્તકમાં છપાયા છે. બીજો ભાગ એમ. એ. ના ગુજરાતી માટે ટેક્સ્ટ છે અને સૌથી અગત્યનો છે. એમણે પોતાના મેઘદૂત કાવ્યમાં મેઘછંદ વાપર્યો છે તે પોતાનો જ નવો બનાવેલો છે.

( ક. મ. )



## પ્રેમાનંદ

વિ. સં. ૧૬૯૨–૧૭૯૦: ઇ. સ. ૧૬૩૬–૧૭૩૪.

નરસિંહ મ્હેતો ભલે ગુજરાતીના આદ્ય કવિનું માન ખાટી જાય, પણ સર્વ કવિવરોમાં શ્રેષ્ઠ પદ તો પ્રેમાનંદનું જ છે. એ વડોદરાનો ચોવીસો બ્રાહ્મણ હતો. એનુ સંસ્કૃત જ્ઞાન ઘણું સારૂં હતું. દંતકથા પ્રમાણે તે ગુરૂપ્રસાદથી થયું હતું. સંસ્કૃત ઉપરાંત મરાઠી, હિંદી વગેરે સાહિત્યનો પણ પ્રેમાનંદે અભ્યાસ કર્યો હતો. એના સમયમાં નાટક માટે સંસ્કૃત અને કવિતા માટે હિંદી ભાષાઓજ વપરાતી. ગુજરાતીને સાહિત્યમાં સ્થાન નહોતું. પ્રેમાનંદે 'પણ' લીધું હતું કે ગુજરાતીને હિંદી મરાઠીની સમ પંક્તિમાં આણવી અને ત્યારેજ

માથે પાઘડી મૂકવી. એણે મહાભારત યત્ન કીધો. પોતાની સાથે પોતાના સમકાલીનમાંથી શિષ્યો ભેગા કીધા, તેમની સંખ્યા ૩૭ ની હતી. તેમાં ૧૨ તો સ્ત્રીઓ હતી. દરેકને પ્રેમાનંદે જુદું કામ સોંપ્યું હતું. આ ભગીરથ મથનને પરિણામે ગુજરાતીની ઉન્નતિ થઇ. એક વખતે પ્રેમાનંદના પુત્ર વલ્લભે એક ઘણું સરસ કાવ્ય રચી પિતાને ખુશ કરી પાઘડી માથે મુકાવી. પણ પ્રેમાનંદે પાછળથી, હજુ જોઇએ તેટલું કામ થયું નથી એમ માની, પાઘડી મુકવી બંધ કરી અને તે મરણ પર્યંત.

પ્રેમાનંદના કાવ્યોનું વસ્તુ સંસ્કૃતમાંથી લીધેલું છે. પદ્ધતિનું મુળ આગલા સૈકામાં થઇ ગએલા વસ્તા અને તુલસીનાં કાવ્યોમાં જડે છે. છતાં પાત્રોની વિકાસશકિત અને મનરંજક શૈલી એ તો પ્રેમાનંદનાં પોતાનાંજ છે. એના કાવ્યોમાં ઘણે ભાગે દેવકથા છે. તે વખતના જનસમાજના રસને અનુકૂળ વસ્તુ શોધ્યું હોય એમ જણાય છે. તોપણ તે કથાઓને માનુષી અલંકારો પહેરાવ્યા છે. આમ કરી જુનાં ભકિતકાવ્યો અને નવાં માનુષીકાવ્યો વચ્ચે પૂલ મુકી આપ્યો છે.

એનાં કાવ્યો ઘણાં છે. એમાંથી નીચેનાં મુખ્ય છે; ૧ ઓખાહરણ. ૨ અભિમન્યુ આખ્યાન. ૩ મદાલસા આખ્યાન. ૪ હુંડી, ૫ હારમાળા. ૬ સુદામા ચરિત્ર. ૭ મોસાળું. ૮ રણયજ્ઞ. ૯ રૂક્ષ્મણીહરણ. ૧૦ વિવેક વણઝારો. ૧૧ દાણલીલા. ૧૨ શ્રાદ્ધ. ૧૩ વામનચરિત્ર. ૧૪ અષ્ટાવક્ર આખ્યાન. ૧૫ દ્રૌપદીહરણ વગેરે.

આ કાવ્યો ઉપરાંત એણે નાટક પણ લખેલાં કહેવાય છે. અગિયાર નાટકો તેણે લખેલાં એવું કહેવામાં આવે છે. પણ તેમાંથી હજી સુધી તો માત્ર ત્રણજ હાથ આવ્યાં છે. તે ત્રણે રોષદર્શિકા, તપતી આખ્યાન, અને પાંચાલી પ્રસન્નાખ્યાન, 'પ્રાચીન કાવ્યમાળા'માં છપાયાં છે. (ક. મ.)



# बाळाशंकर

બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા નડીયાદના સાઠોદરા નાગર હતા અને યૌવનપ્રારંભ સુધીમાં સાક્ષર મણિલાલ નથુભાઇ તથા કવીશ્વર દલપતરામના પ્રીતિપરિચયનો લાભ ત્હેમને મળ્યો હતો. ત્હેમણે કૉલેજના અભ્યાસક્રમ સુધીનું અધ્યયન તથા અંગ્રેજી સંસ્કૃત, ફારસી. વ્રજ વગેરે ભાષાઓનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું હતુ. સરકારી નોકરી કેટલાંક વર્ષ કર્યા પછી તે છોડી દઇ, અમદાવાદની ગુજરાત વ્હર્નાક્યુલર સોસાયટીમાં તથા વડોદરાના કલાભવનમાં તેઓ રહ્યા હતા; અને ભારતીભૂષણ, ઇતિહાસમાળા અને બુદ્ધિપ્રકાશના તંત્રી તરીકે ભાષા સાહિત્યની ઉન્નતિ માટે ત્હેમણે ઉમંગ ભર્યા પ્રયત્ન કીધા હતા. પરંતુ ત્હેમની કીર્તિને અમરતા અર્પનાર તો કલાન્ત કવિ તથા હરીપ્રેમ પંચદશીનાં ત્હેમનાં લોકપ્રિય, સ્વાનુભવથી છલકાતાં, મધુરાં કાવ્યો અને મૃચ્છકટિક તથા હારીઝનાં સુન્દર, રસિલાં ભાષાન્તરો છે. ઇશ્કની મસ્તી અને બાનીની મિઠાશમાં દયા-રામ તથા અધ્યાત્મદૃષ્ટિ અને હૃદયરાગની મોહિનીમાં મણિલાલના જેવી પ્રતિભાકળા ત્હેમનાં લલિત કવનમાં પ્રતીત થાય છે; અને તેમાં બાયરન, બર્ન્સ તથા મૂરના કાવ્યરંગની ઝાંખી પણ સહૃદય વાચકને થયા વિના રહેતી નથી. શ્રીમાન્ પિતાને ઘેર જન્મ્યા છતાં જીંદગીની અનિયમિતતાને લીધે એ કવિવર બહુધા દ્રવ્યહીનતાથી વ્યથિત રહેતા; પણ ત્હેમના "નિડર અને નિખાલસ" જીવનના ઉચ્ચ આશય તેથી કોઇ રીતે મ્લાન થઇ શક્યા ન્હોતા, એ આપણે ત્હેમનાં લખા-ણમાંથી નિઃસંશય જોઇ શકીએ છીએ.

(મળેલું.)

❦

## बुलाखीराम चकुभाइ

ઇ. સ. ૧૮૫૨–૧૮૮૬.

કવિ દલપતરામ ડાહ્યાભાઇના શિષ્યોમાં ઉત્તમ સ્થાન ભોગવનાર બુલાખીરામ અમદાવાદમાં ઇ. સ. ૧૮૫૨ માં જન્મ્યા હતા. જ્ઞાતિએ ઔદિચ્ય સહસ્ત્રબ્રાહ્મણ હતા.

અમદાવાદ હાઇસ્કુલમાં કંઇક અભ્યાસ કરી, ખાનગી રીતે કવિશ્રી દલપતરામ પાસે કવિતાનો અભ્યાસ કર્યો હતો. તેમનામાં કવિતાનો વિકાસ સોળ વરસની તાજી ઉમરે થઇ ચૂકયો હતો અને તેમણે 'સત્યમાર્ગદર્શક સભા' સ્થાપવામાં સારો ભાગ લીધો હતો.

તેમનાં પુસ્તકોમાં "કાવ્યકૌસ્તુભ" બે ભાગ, અને "રીપન રંગ" પ્રસિદ્ધ થયાં છે. અન્ય અપ્રસિદ્ધ લેખો સાબરમતીની રેલમાં તણાઇ ગયા કહેવાય છે.

બુદ્ધિપ્રકાશ, ઔદિચ્યહિતેચ્છુ, વિજ્ઞાનવિલાસ આદિમાં વખતો-વખત લખતા હતા.

ઇ. સ. ૧૮૮૬ માં ૩૪ વર્ષની જુવાન ઉમ્મરે તેમણે સંસાર છોડયો.

(મળેલું)



## मनोहरस्वामी

વિ. સં. ૧૮૪૪–૧૯૦૧: ઇ. સ. ૧૭૮૮–૧૮૪૫.

મનોહરસ્વામી પૂર્વાશ્રમમાં વડનગરા નાગર હતા અને કાઠી-યાવાડમાં આવેલા વસાવડના રહીશ હતા. તે ઘણા જ વિચક્ષણ તથા સ્વતંત્ર મિજાજવાળા હતા અને પોતાના બાપે મુકેલી પુંજી 'ઉંધા ઉંધા વેપાર કરીને તમામ ખોઇ નાખી હતી.' તેને સંસ્કૃત અને ફારસીનું પણ સારૂં જ્ઞાન હતું. જૂદા જૂદા પંથ અને સંપ્રદાયોના

ફાટી નીકળેલા રાફડા પર પ્રહાર કરવાની તેની વૃત્તિ સતેજ હતી અને તેથી તેના લખાણમાં તેવા પ્રહાર તથા બ્રહ્મજ્ઞાનની આનંદની વાત તરી આવતાં દેખાય છે. તે ધોધામાં વકીલાત કરતા હતા અને તેથી ભાવનગરના પ્રખ્યાત દિવાન ગવરીશંકર ઉર્ફે ગગા ઓઝા સાથે તેને ઘણો સારો સંબંધ થયો હતો. 'સ્વામી' થયા પછી ઘણુંખરું ભાવનગર જ રહેતા, અને ત્યાંજ સંવત ૧૯૦૭ ના વૈશાખ વદ ચૌદસે તે સમાધિસ્થ થયા.

( મળેલું. )



## ભાલણ

વિ. સં. ૧૪૯૫–૧૫૮૫: ઇ. સ. ૧૪૩૯–૧૫૨૯

ભાલણ પાટણનો મોઢ બ્રાહ્મણ હતો. હાલ પણ એની ગાદી વગેરેની પૂજા ત્યાં થાય છે.

એના પિતા વિદ્વાન હતા અને એણે યુવાવસ્થામાં સંસ્કૃત અને હિંદીનો અભ્યાસ કર્યો હતો. એનાં કાવ્યો ઘણુંાખરાં ભાષાંતર છે અને તેથી કદાચ એને વિશે આપણે ઘણું સાંભળ્યું નથી. એ ખાસ ધ્યાનમાં લેવા જોગ છે કે એણે પોતે એના કોઇ પણ ગ્રંથમાં "કવિ" નામનો દાવો કીધો નથી.

એના ગ્રંથોમાં નીચેના મુખ્ય છેઃ રામબાળલીલા એ સ્વતંત્ર લેખ છે. અને ૧ કાદમ્બરી, ૨, નળાખ્યાન. ૩, ભાગવત દશમસ્કંધ, ૪ ધ્રુવાખ્યાન, ૫. રુકિમણીહરણ તથા ૬ સપ્તશતી એ ભાષાંતર છે.

( ક. મ. )

## ભોજો

વિ. સં. ૧૮૪૧–૧૯૦૬: ઇ. સં. ૧૭૮૫–૧૮૫૦,

ભોજા ભક્ત કાઠીયાવાડમાં જેતપુર પાસેના દેવકી ગાલોલ નામના ગામડામાં જન્મ્યા હતા. જાતે સાવલીઆ કણબી હતા અને નાનપણથી જ ભક્તિ અને હરિપુજામાં ચિત્ત લાગ્યું હતું. કણબીના છોકરાને વિદ્યા સંસ્કારની છાયા પડવાનો સંભવ નહતો, અને તેને લખતાં કે વાંચતાં પણ આવડતું નહોતું. તો પણ ઇશ્વરદત્ત બુદ્ધિથી મનુષ્યસ્વભાવની સારી પિછાન કરી શકયા હતા અને તેના લખાણમા સંસારના દંભ અને મિથ્યાત્વનું, જ્ઞાન અને ભક્તિની એકતાની આવશ્યકતાનું અને પ્રભુપર અડગ શ્રદ્ધાના લાભનું વિવેચન સારૂં મળી આવે છે.

અમરેલી પાસેના ફતેહપુર ગામમાં તેની જગા છે અને હજી તેના ભાઇનો પૌત્ર ભોગવે છે. તેના અનેક શિષ્યોમાંથી કાઠીયાવાડમાં જાણીતા લુહાણા જલા ભક્ત તરફ તેનો પક્ષપાત હતો અને વીરપુરમાં તે ભક્તની જગામાં ભોજો ભક્ત વારંવાર જતા આવતા. તેનું મૃત્યુ પણ તે જ જગામાં સંઃ ૧૯૦૬ માં તેની ૬૫ વર્ષની ઉમરે થયું હતું.

ભોજા ભક્તની કૃતિ જુદી જુદી જાતની છે અને તે બધીમાં બોધનો મુખ્ય ભાગ છે. તેનો ચલૈયો, કાચબો કાચબી વગેરે પ્રભુશ્રદ્ધામા દ્રઢતા આપનાર નાના આખ્યાનરૂપ પદો લોકોમાં બહુ પ્રચલિત છે. જેમ નરસિંહનાં પ્રભાતિયાં, શામળાના છપ્પા, ધીરાની કાફી, દયારામની ગરબી વખણાય છે તેમ ભોજાના ચાબખા વખણાય છે.

તેની કવિતાનો સંગ્રહ પ્રાચીન કાવ્યમાળાના પાંચમા ભાગમાં પ્રગટ કરવામાં આવ્યો છે.

(હિ. ગ. અં.)

## मणिलाल नभुभाइ

ઇ. સ. ૧૮૫૮–૧૮૯૮

એ નડીઆદના વતની હતા. પોતાની જન્મભૂમિમાં અંગ્રેજી અભ્યાસ કરી મુંબઇની એલ્ફીન્સ્ટન કોલેજમાં જઇ બી. એ. ની ડીગ્રી મેળવી હતી. નડીઆદ હાઇસ્કૂલમાં આસિસ્ટંટ માસ્તર અને મુંબઇમાં ગુજરાતી નિશાળોના ઇન્સ્પેકટર તરીકે થોડા વખત સરકારી નોકરી કરી ૧૮૮૬ માં ભાવનગર શામળદાસ કોલેજમાં સંસ્કૃત પ્રોફેસર તરીકે ગયા હતા. કોલેજના કમભાગ્યે પણ સાહિત્યના કંઇક સદ્‌ભાગ્યે સ્વરને હાન થઇ અને ટુંક વખતમાં જ રાજીનામું આપવું પડયું. પ્રોફેસર થવાને આગલે વર્ષે શરૂ કીધેલું "સુદર્શન" નામનું માસિક ત્યારથી વધારે ઉત્સાહથી ચલાવવા માંડયું. અવકાશના સમયમાં યોગનો અભ્યાસ કીધો અને પાશ્ચાત્ય મેસમેરીઝમ સાથે સરખાવ્યો.

એમણે ન્યાયકૌમુદી, રાજયોગ, અદ્વૈતમત, પ્રાણવિનિમય, બાલવિલાસ, ચારિત્ર્ય, નારીપ્રતિષ્ઠા એટલાં ગદ્યમાં, અને આત્મનિમજ્જન પદ્યમાં લખ્યાં છે. એમનામાં સંસ્કૃત અને ફારસી સ્ફૂરણોનું મિશ્રણ હતું. એઓ કવિ નર્મદાશંકરની માફક સુધારક હતા; પણ નર્મદાશંકરના સુધારો ઉચ્છેદક હતો ત્યારે એમનો સંરક્ષક હતો.

( ક. મ. )



## मीरां

ઇ. સ. ૧૪૦૩–૧૪૭૦

ગુજરાતી સ્ત્રીકવિઓમાં મીરાં પ્રથમ પદે વિરાજે છે. એને વિશે

અનેક દંતકથાઓ ચાલે છે. ઇતિહાસની ચાળણીમાં ચાળતાં માત્ર નીચેની હકીકત બાકી રહે છે; એ મેડતીયા ગામની રહીશ હતી. એના ભાઈનું નામ જયમલ રાઠોડ હતું. એનું લગ્ન મેવાડના રાણા કુંભાના કુટુંબમાં થયું હતું. આ કુંભો રાણો ગુજરાતના અસલના વલ્લભિપુરના રાજાઓનો વંશજ હતો. એનો એકાદ પૂર્વજ, ઇરાનના શાહ નોશીરવાનની કન્યા સાથે પરણ્યો હતો. મોગલ રાજ્ય સ્થાપનાર બાબર સાથે લડનાર રાણો સંગ આ કુંભા રાણાનો પૌત્ર હતો.

મીરાંને પોતાના પતિગૃહનું વાતાવરણ માફક ન આવ્યું. પોતે જન્મથી જ કૃષ્ણકનૈયાની ઉપાસક હતી. દરરોજ સાધુ સંતોનાં ટોળાં ભેગાં કરી તેમની સાથે ભજનમાં દિવસ ગાળતી. રાણાને આ પસંદ ન પડ્યું. મીરાં ગુજરાત ગઇ. અને ત્યાંથી દ્વારકાની જાત્રાએ ગઇ. રાણો પાછળથી સમજ્યો અને મીરાંને બોલાવવા માણસ મોકલ્યાં. પોતે ન આવી અને બદલામાં રાણાને કહેવરાવ્યું કે ગાદી છોડી તમે પણ ભજન કરવા આવો. ગુજરાતમાં જ મીરાં ગુજરી ગઇ,

મીરાંનાં કાવ્યો હજુ સંપૂર્ણ છપાયાં નથી. બૃહત કાવ્યદોહનના ભાગોમાં, અને ખાસ કરી સાતમા ભાગમાં, ઘણાંક દાખલ કરવામાં આવ્યાં છે. એનામાં ભક્તિરસ પ્રાધાન્ય ભોગવે છે. વૈષ્ણવ ભક્તો અને ખાસ કરી સ્ત્રીઓ એની કવિતા રસભેર વાંચે છે, અને મ્હોડે કરે છે.

મીરાંનાં ભજન વાંચતાં જાણે કે ૨૦ મા સૈકાનું ગુજરાતી વાંચતા હોઇએ એમ લાગે છે. એજ યુગના મીરાંના સમકાલીન ભાલણના કાવ્યોમાં એટલું બધું પ્રાકૃત છે કે અપરિચિત વાચકને અન્ય ભાષાસમ અગમ્ય રહે છે. કદાચ એમ હોય કે લોકપ્રિય સ્ત્રી કવિનાં ભક્તિકાવ્યો તે જમાનામાં મુદ્રાલયોને અભાવે હસ્તલિખિત

પત્રોમાં સ્વેચ્છાનુસાર પ્રચલિત થયાં હશે. ગ્રીક કવિ હોમરના કાવ્યોનો ઇતિહાસ સામ્ય પૂરશે. ( ક. મ. )



## શામળ

વિ. સં. ૧૭૪૭–૧૮૦૦ ઇ. સ. ૧૬૮૪–૧૭૪૪

અમદાવાદ પાસે વેગણપુર, જેને હાલ ગોમતીપુર કહે છે, તેનો એ મેવાડો બ્રાહ્મણ હતો. ગુજરાતી કવિઓના વર્ગ પાડતાં પ્રથમ વર્ગમાં, માત્ર પ્રેમાનંદથી જ ઉતરતું શામળને સ્થાન મળે છે. બન્ને સમકાલીન હતા; છતાં બન્નેના વિષયો તદ્દન ભિન્ન છે. કારણ ઘણે ભાગે એમ હોય કે શામળનો આશ્રયદાતા ડાકોર પાસે આવેલા સિંહુજનો કણબી હતો. શામળની ઘણીખરી કવિતાઓ એ ચોરામાં જ ગવાતી. અને જેમ પ્રેમાનંદે દેવકથાઓ પસંદ કરવામાં પોતાનાં શ્રોતાજનોના રસને અનુમોદન આપ્યું છે તેમ શામળને પોતાના શ્રોતાજનના પરિતોષ ખાતર માનુષોકથા કરવી પડી હોય. શામળના વિષય અને પદ્ધતિનું બીજ ૧૬ મા સૈકાના વચ્છરાજમાં છે, પણ શામળે તેને અત્યંત પોષ્યું છે, એટલે સુધી કે સઘળું રૂપ બદલાઇ ગયેલું ભાસે છે.

શામળનો પણ સંસ્કૃત અને વ્રજભાષાનો અભ્યાસ સારો હતો. ગુજરાતી દોહરા, ચોપાઇ, છપ્પા અને કવિત દાખલ કરવાનું માન એને છે. વળી અજ્ઞાન લોકોને કવિતા તરફ રૂચિ કરાવી અને નીતિ પણ બતાવી. એનાં કાવ્યોમાં તર્કશકિત અને બોધ આકર્ષે છે. કુદરત બહુ થોડી છે.

એનાં કાવ્યોમાં નીચેનાં મુખ્ય છે. બત્રીસ પુતળીની વાર્તાઓ, સુડાબોતેરી, અંગદવિષ્ટિ. રાવણ મંદોદરી સંવાદ, પદ્માવતીની વાર્તા, મદનમોહના, નંદબત્રીસી. પ્રશ્નોતરી છપ્પા ઇત્યાદિ. ( ક. મ. )



## ...रिलाल हर्षदराय ध्रुव

ઈ. સ. ૧૮૫૬–૧૮૯૬

નર્મદાનાં શૌર્યબીજને શૂરતરંગિણી આદિ કાવ્યોમાં જાળવી રાખનાર સ્વ. હરિલાલનો જન્મ ગાયકવાડી દેહગામ પ્રગણાના બહિયલ ગામમાં ઈ. સ. ૧૮૫૬ માં થયો હતો.

સુકુમાર વયમાં જ નવીન ઉત્સાહનો ઉદય થયો અને પંદર વર્ષની વયે તો અમદાવાદમાં 'સત્યમાર્ગ દર્શક' સભા સ્થાપી અને 'બોમિયો' પત્ર કાઢયું.

ઈ. સ. ૧૮૮૦ માં એલએલ. બી. ની પદવી મેળવી, થોડો વખત કેળવણી ખાતામાં નોકરી કરી; ઈ. સ. ૧૮૮૩માં સુરતમાં વકીલાતનો આરંભ કર્યો; ઈ. સ. ૧૮૮૭માં ગાયકવાડી નોકરીમાં દાખલ થયા.

યુરોપમાં ભરાતી 'ઓરિએન્ટલ કોન્ગ્રેસ'માં વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે ઈ. સ. ૧૮૮૯ માં ગયા. ઈ. સ. ૧૮૯૩–૯૪ માં વિલ્સન ફાઇલોલૉજીકલ લેકચર્સ આપવા ચુંટી કઢાયા.

ઈ. સ. ૧૮૯૬માં ગાયકવાડી નોકરી છોડી સુરતમાં ફરી વકીલાતની શરૂઆત કરી; તેજ વર્ષમાં પાઠું નીકળવાથી સ્વર્ગસ્થ થયા.

તેમની પ્રવૃત્તિ પ્રશંસનીય અને અનુકરણીય હતી. છેક નાની ઉમરથી મરણપર્યંત, આજીવિકા માટેના નોકરી ધંધા ઉપરાંત પણ અનેક સાહિત્ય પ્રવૃત્તિઓમાં લાગી રહ્યા હતા. તેમની પ્રવૃત્તિના ફળ રૂપ નીચેનાં પુસ્તકો અને ભાષણો છેઃ—

ગુજરાતી કાવ્યોમાં કુંજવિહાર, કૌમુદી માધવ અને યુરોપ પત્ર-પુષ્પાંજલિ. નાટકોમાં આર્યોત્કર્ષ, વિક્રમોદય, વસંતવિલાસિકા; ગદ્યમાં આહારમીમાંસા, યુરોપયાત્રા. [ગુજરાતદર્પણમાં] ગુજરાતી ભાષા અને તેનો કૌટુંબિક સંબંધ (મુંબઇની જ્ઞાનવર્ધક સભામાં.)

અંગ્રેજીમાં વિલ્સન ફાઇલોલોજીકલ લેકચર્સ, ભારતનાટયશાસ્ત્ર વૈદિક અને દર્શનકાળ.

સંસ્કૃત **मुग्धावबोध** અને **रेखागणित** નો સમુદ્ધાર કર્યો છે, અને ધર્મસૂત્ર તથા છુટક કવિતા સંસ્કૃતમાં પણ કરેલ છે.

આ ઉપરાંત બુદ્ધિપ્રકાશ, આર્યજ્ઞાનવર્ધક, નાગરઉદય વગેરે માસિકોમાં અને ગુજરાતદર્પણ, દેશીમિત્ર આદિ સાપ્તાહિકોમાં અવારનવાર લેખો મોકલતા; અને 'ચન્દ્ર' નામનું માસિક કાઢી, તેના તંત્રી તરીકે નવા લેખકોને ઉત્તેજક આમંત્રણ આપવાની સાહિત્યસેવા કરતા. તેમના ત્રણ પુત્રો પૈકી સ્વ૦ નરસિંહરાવ–'નરહરિ'–'અરવિન્દ' ઉપનામથી લખતા: બંગાલી વાંચનની, અને સરળ વાર્તાલેખનની સારી પિછાન આપી જુવાન વયે તેઓ મૃત્યુના ભોગ થઇ પડયા છે.

(કૃ. મ.)

